ધાર્મિક સ્થાનોમા પ્રભાવના કરવા યોગ્ય સસ્તા અને સુંદર
## શ્રીનેમિ-અમૃત-ખાંતિ-નિરંજન-ગ્રંથમાલાના
## પ્રકાશનો.

૧ શ્રાવક કર્તવ્ય હિન્દી ૦-૬
૨ જિનેન્દ્રગુણ મણિમાલા ૦-૧૧
૩ વીતરાગ ભક્તિપ્રકાશ ૦-૫
૪ જિનેન્દ્રગુણ મણિમાલા ખંડ ૧-૨ ૦-૧૩
૫ લઘુ સંવાદ સંગ્રહ ૦-૪
૬ સુબોધદાયક દુહાસંગ્રહ ૦-૪
૭ જિનેન્દ્ર નૂતન સ્તવન મંજુષા ૦-૧૦
૮ મહાપ્રભાવિક નવસ્મરણ સ્તોત્રાદિ સંગ્રહ ૦-૬
૯ કલ્યાણકાદિ સ્તવન સંગ્રહ ૦-૬
૧૦ સ્થાપનાચાર્યજી સચિત્ર ૦-૧
૧૧ નવપદની અનાનુપૂર્વી ૦-૨
૧૨ સૂરિસમ્રાટની સંક્ષિપ્ત જીવનપ્રભા ૦-૪-૦
૧૩ હિન્દી વિધિયુક્ત સામાયિક સૂત્ર સચિત્ર ૦-૬
૧૪ હિન્દી-મનમોહક સ્તવનાવલિ ૦-૨
૧૫ સ્નાત્રપૂજા સચિત્ર ૦-૨
૧૬ અવંતિપતિ વિક્રમાદિત્ય ધાર્મિક જીવનકથા ૦-૧
૧૭ શ્રેષ્ઠિ ગુણસાર ૧૧ચિત્રો સહિત સુંદર કથા ૦-
૧૮ જ્ઞાનપંચમીનો મહિમા ૭ ચિત્રો સહિત બે જીવનકથા ૦-
૧૯ અખાત્રીજનો મહિમા ૧૯ ચિત્રો સહિત ૦-૧

તા. ક.-ઉપરનાં પુસ્તકો પ્રભાવના માટે વધારે ખરીદનારને યોગ્ય કમીશન આપવામાં આવશે માટે પ્રથમના સરનામે લખો -

## પ્રાપ્તિસ્થાનો—

અમદાવાદ
૧ જશવંતલાલ ગિરધરલાલ ૧૨૩૮ રૂપાસુરચંદની પોળ
૨ નાગરદાસ પ્રાગજીભાઈ ડોશીવાડાની પોળ
૩ પં. ભુરાભાઈ કાલીદાસ હાથીખાના, રતનપોળ
૪ રતિલાલ બી શાહ ડોશીવાડાની પોળ
૫ સોમચંદ ડી શાહ પાલીતાણા (સૌરાષ્ટ્ર)
૬ શ્રી મેઘરાજ જૈન પુસ્તક ભંડાર કીકાસ્ટ્રીટ ગોડી બીલ્ડીંગ મુંબઈ ૨
૭ માસ્તર ભાઈ રગનાથ શાહ ઠે. અમારીના વડ પ ભાવનગર (સૌરાષ્ટ્ર)

# અખાત્રીજનો મહિમા





' ભુવા સહી કેવળ લહી, દીધુ પ્રથમજ માત
જનની વત્સલ એમ જે, તે જગ જાત સુજાત

જે શ્રી રૂષભદેવ પ્રભુએ રાજ સાહેબીનો ત્યાગ કરી તુવા-ભૂખ ત સને સહન કરીને તથા દુષ્ટ કર્મોને ખપાવીને કેવળજ્ઞાન રૂપ રત્ન મેળવ્યુ, તે પોતાના મરૂદેવા માતાને ભેટ ધર્યુ આવા જનનીવત્સલ-માતા પ્રત્યે ભક્તિવાળા જે ઉત્તમ પુત્ર હોય તેજ આ દુનિયામા જન્મ્યા કહેવાય, એટલે સૌએ પોતાના માત-પિતા પ્રત્યે અપૂર્વ ભક્તિભાવ રાખવો જોઈએ, એ સાર જીવનમાં ઉતારવો સૌને મા? આવશ્યક છે'

વાચો અને વિચારો

સરકારી અદાલતોમા સત્ય વાત ઉપર પણ કદાચ ઢાંકપિછોડો થાય અર્થાત્ સત્ય પક્ષવાળાની હાર થઇ જાય અને અસત્યવાદી જીત મેળવી જાય પણ કર્મરાજ પાસે તો સૌ સરખા છે, પછી તે ભલે ને શ્રી તીર્થંકર દેવ હો ! કે સામાન્ય પ્રાણી હો, ચક્રી હો કે વાસુદેવ હો મોટો ચમરબંધી રાજા હો કે એક ગરીબમાં ગરીબ રંક હો, જ્ઞાની હો ? અજ્ઞાની હો વૃદ્ધ હો કે યુવાન હો

દુનીયામાં મેળવેલ જીત કે હાર ત્યાં કશા કામમા નથી આવતી સા કોઇ પ્રાણીને પોતપોતાના કરેલા કર્મ (શુભ-અશુભ કરણી) પ્રમાણે ફલ ભોગવ્યેજ છૂટકો છે તો પછી હે ચેતન ! શુભ કે અશુભ કર્મ કરતા પહેલાજ મહીરબર થોડી જરૂર વિચાર કરી ને કે-તને શુભ કર્મનુ ફલ જે સુખ શાન્તિ મળે તેની વાચ્છા છે કે અશુભ કર્મના ફલ સ્વરૂપે દુખની પરંપરા અને અશાન્તિ મળે તેની વાચ્છા છે એ બ ને વાતનો નિર્ણય તારા મનમાં પહેલા કરી લે—

૧ જે કર્મે શ્રી રૂષભદેવ પ્રભુ જેવાને તેર માસ ને અગ્યાર દિવસ સુધી આહારનો અંતરાય કર્યો તે કર્મ ..હે ચેતન ! તને છોડી દેશે ? તેનો વિચાર કર !

—જે રામચન્દ્રજીની ન્યાયનીતિ જગ પ્રખ્યાત છે તેમને પણ બાર વર્ષ સુધી વનમા ભટકાવ્યા તે કર્મ હે માનવ ! તને છોડી દેશે ? વિચાર !

—જે કર્મે પાચ પાંડવોને બાર વર્ષનો વનવાસ અપાવ્યો અને દુઃખના નાર કરાવ્યો તે કર્મ હે ચેતન ! તને છોડી દેશે ? તે વિચાર !

—જે કર્મે સત્યવાદી હરિશ્ચન્દ્ર રાજાને રાજ સાહેબીનો ત્યાગ કરાવીને નીચ ઘરે પાણી ભરાવ્યુ, તે કર્મ હે વિચારક ! તને છોડી દેશે ? તે વિચાર !

—જે કર્મે શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવને સાડાબાર વર્ષો સુધી પ્રાણાન્ત ઉપસર્ગો કરાવ્યા, તે કર્મ હે ચેતન ! તને છોડી દેશે ! તે વિચાર !

* પૂ શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વર-વિજયઅમૃતસૂરિભ્યા નમ *

卐 શ્રી નેમિ-અમૃત-ખાન્તિ-નિરંજન ગ્રંથમાલા-ગ્રંથાંક ૨૦ 卐

ૐ

# અખાત્રીજનો મહિમા.

સોપાન ચોથુ



卐 શિશુ-બોધસોપાન ગ્રન્થાવલી 卐


લેખક —

સ્વર્ગસ્થ સૂરિસમ્રાટ્ના પટ્ટપ્રભાવક શાસ્ત્રવિશારદ કવિરત્ન પિયૂષપાણિ ભટ્ટારકાચાર્ય શ્રીમદ્ વિજયઅમૃતસૂરીશ્વરજી મના શિષ્યરત્ન પૂ૦ મુનિરાજ શ્રી ખાન્તિવિજયજી મ૦ના શિષ્ય

મુનીશ્રી નિરંજનવિજયજી મ



પ્રકાશક —

શ્રી નેમિ-અમૃત-ખાન્તિ-નિરંજન ગ્રંથમાલા વતી

શ્રી કપૂરચંદ દોશી મહુવા

બાર આના

સ્વામિના સગપણ સમો, અવર ન સગપણ કોય,
ભક્તિ કરો સ્વામિતણી સમકિત નિર્મળ હોય ॥૫॥'

સાધર્મિક બંધુઓની સંગતિ મોટા પુણ્યથીજ સાંપડે છે ત્યારે તેઓની ભક્તિ પ્રાપ્ત થવી તેમાં તો પુણ્યનું પૂછવું જ શું ? તે માટે શ્રાદ્ધવિધિમાં પણ કહ્યું છે કે —

एगत्थ सव्वधम्मा, साहम्मिअवच्छलं तु एगत्थ।
बुद्धितुलाए तुलिआ दोवि अ तुल्लाइं भणिआइं ॥ १ ॥

ભાવાર્થ—કોઈ બુદ્ધિમાન પુરૂષ પોતાની બુદ્ધિરૂપી ત્રાજવાના બને પલ્લામાં જુદી જુદી રીતે એક બાજુ ત્રાજવાના પલ્લામાં સર્વ ધર્મ કાર્યોને સ્થાપન કરે અને બીજી બાજુના પલ્લામાં સાધર્મિક ભાઈઓની ભક્તિ સ્થાપન કરે અને જો તોળે તો બને પલ્લાં સરખા થાય વળી એક સ્થાને કહ્યું છે કે—

साधर्मिकेषु सान्निध्यं सत्या शक्तौ न यः सृजेत्।
सारं सर्वज्ञधर्मस्य न ज्ञातं तेन वस्तुतः ॥ २ ॥

ભાવાર્થ—શક્તિ છતાં જે શ્રાવક સાધર્મિક ભાઈઓના સગપણ સંબંધને ન સાચવે તે શ્રાવક ખરી રીતે સર્વજ્ઞ પ્રભુના ધર્મનો સાર પામ્યો નથી અર્થાત્ શ્રી જિનેશ્વર ભગવંતના શાસ્ત્રનો સાર સમજ્યો નથી શાસ્ત્રમાં તો એટલે સુધી કથન કર્યું છે કે—

साहम्मिअम्मि पत्ते घरंगणे जस्स होइ न हु नेहो।
जिणसासणे भणिअम्मि सम्मत्ते तस्स संदेहो ॥ ३ ॥

ભાવાર્થ—સાધર્મિક પોતાના ઘર આગણે આવે ત્યારે સ્નેહ ભાવ ઉત્પન્ન ન થાય તો જિનશાસન તેવાઓ માટે ચોકખું કહે છે કે—તેના સમ્યક્ત્વ-ધર્મમાં પણ સંદેહ છે એમ જાણવું તેથીજ પૂર્વના ઉત્તમ શ્રાવકો હમેશા મનમાં વિચારતા કે —

पतन्तु धर्मबन्धूनाम्, मा कदा-ऽपि दृगश्रुतः ।
न शक्ता तद्वय रुष्टुम्, नित्यं तद्दुःखदुःखिता ॥ ४ ॥

ભાવાર્થ—દુખથી મારા ધર્મબંધુઓની આંખમાંથી કોઈ પણ વખતે આંસુ ન પડો હમેશા તે ધર્મબંધુઓના દુઃખથી દુઃખી અમે તે આંસુ જોવા શક્તિમાન નથી

# લેખક તરફથી



જૈન સાહિત્યમાં કથાઓનો અખૂટ ભંડાર છે તેને ખીલવવાની હાલના સમયે ખૂબ ખૂબ જરૂર છે એમ જો કહીએ તો જરાયે વધારે નહિ લેખાય

પરમપૂજ્ય મુનિવર્ય શ્રી રામવિજયજી મહારાજની નિશ્રામાં સંવત ૨૦૦૫ નું ચાતુર્માસ અમદાવાદ પાંજરાપોળ જ્ઞાનશાળામાં નિર્ગમન કર્યું ચાતુર્માસ દરમ્યાન અનેક પ્રકારનું નવું નવું વાચન ચાલુ હતું એક વખતે શ્રી ઋષભદેવ ભગવાનના જીવન ચરિત્રને સુંદર અને આકર્ષક ચિત્રો સહિત તૈયાર કરવા ભાવના થઈ તે વાત પૂજ્યપાદ વિદ્વદ્વર્ય મુનિશ્રી રામવિજયજી મહારાજ સાહેબને જણાવી. મારી વાત સાંભળીને મને પ્રોત્સાહન આપી વધારે ઉત્સાહિત કર્યો

તે બાદ શ્રી કલ્પસૂત્ર માંથી આદિનાથ ચરિત્રને હું બેત્રણ વાર અવલોકી ગયો અને પછી ગુર્જરેશ્વર કુમારપાળ મહારાજને પ્રતિબોધ કરી પરમાર્હત-પરમશ્રાવક બનાવનાર કલિકાળ સર્વજ્ઞ મહાન્ જૈનાચાર્ય શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ રચિત શ્રી ત્રિષષ્ઠિ શલાકા પુરુષચરિત્ર મૂળ અને તેનું ભાષાંતર અવલોકી ગયો તે મહાગ્રન્થના આધારેજ આ લઘુ પુસ્તિકા તૈયાર કરી છે

આ આખું જીવનચરિત્ર લગભગ ૨૫૦ પૃષ્ઠનું થયું છે તેમાં લગભગ ૩૦ ચિત્રો આવનાર છે તેમાંથી આગળના લગભગ સો પેજનું લખાણ ટુંકું કરીને ૧૫ પેજમાં સમાવેશ કર્યો છે અને કેવળજ્ઞાન પછીના વિસ્તારવાળા બયાનને ઉપસંહારમાં સમાવીને આ પુસ્તિકાને 'અખાત્રીજનો મહિમા' એ નામ આપી આજ સમાજ સમક્ષ મૂકું છું પૂરેપૂરું શ્રી આદિનાથ ચરિત્ર પણ થોડા સમયમાં છપાઈને બહાર પડનાર છે તેમાં ખાસ ખાસ પ્રસંગોના સુંદર ભાવવાહી ફોટા મૂકવાના છે

આની આખી પ્રેસ કોપી પૂ. મુનિશ્રી રામવિજયજી મહારાજે સાંભળીને ખાસ આવશ્યક જે સૂચનાઓ કરી છે તે માટે તેઓશ્રીનો હું ખાસ આભારી છું અર્થાત્ જેટલો આભાર માનું તેટલો ઓછો છે

મારામાં સંયમભાવનાની ખીલાવટ અને સહજ લખવાની કે બોલવાની શક્તિ ખીલી છે તેમાં પ્રથમ તો પરમપૂજ્ય શાસ્ત્ર વિશારદ કવિરત્ન શાસન પ્રભાવક ભટ્ટારક આચાર્ય શ્રી વિજય અમૃતસૂરીશ્વરજી મહારાજનો અને મારા પરમ જ્ઞાનગુરૂ પૂજ્ય મુનિવર્યશ્રી રામવિજયજી મહારાજનો અમનો ઉપકાર છે તેમજ બીજો ઉપકાર મારા સંસારીપણાના મોટા ભાઈ અને સાધુપણાના ગુરૂ પૂ. મુનિશ્રી ખાન્તિવિજયજી મહારાજનો માનીશ કે જેમણે મને અનેક પ્રકારની સહાય અને પ્રેરણા આપી છે ભાવવાહી ચિત્રો કરી આપવા માટે જયપુરવાલા જગનાથ બદ્રીનારાયણે ખુબ પરિશ્રમ લીધો છે તેમજ પ્રેસ મેટર તૈયાર કરી આપવામાં અને પ્રુફ સંશોધનમાં મંગળદાસ મનસુખરામ માસ્તરની પુરેપુરી સહાય ખાસ ઉલ્લેખનીય છે

આ પુસ્તિકામાં જિનાજ્ઞાવિરૂદ્ધ પ્રમાદથી કે ભૂલથી કાંઈ લખાઈ ગયું હોય તેને માટે ક્ષમા યાચું છું

આ મારા લઘુ પ્રયાસમાં વિદ્વાનોની દૃષ્ટિને કદાચ ક્ષતિઓ જણાય તો તે ખાસ ક્ષતિઓ તરફ મારૂં ધ્યાન ખેંચે એજ એક સૂચન નમ્ર ભાવે કરી વિરમું છું

| | |
|---|---|
| તપાગચ્છીય પૂજ્ય આચાર્ય શ્રી વિજયનેમિસૂરીશ્વરજી જૈન જ્ઞાનશાળા કે પાંજરાપોળ–અમદાવાદ | લી૦ શ્રી નેમિ અમૃત ખાન્તિ ચરણોપાસક મુનિ નિરંજનવિજય વિ. સં. ૨૦૦૬ ના ફાગણ સુદી પુનમ |

મુદ્રક મણિલાલ છગનલાલ શાહ ધી નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ ઘીકાંટા રોડ–અમદાવાદ

શાસનસમ્રાટ્-તપોગચ્છાધિપતિ-અનેકનૃપપ્રતિબોધક-કદમ્બગિરિઆદિ-
વિવિધતીર્થોદ્ધારક-પ્રૌઢપ્રભાવશાલી-પરમપૂજ્ય

## આચાર્ય શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબ




ગણિપદ વિ સ ૧૯૬૦ કાર્તિક વદ ૭ વળા-વલ્લભિપુર
પન્યાસપદ વિ સ ૧૯૬૦ માગશર શુદ ૩ વળા-વલ્લભિપુર
સૂરિપદ વિ સ ૧૯૬૪ જેઠ શુદ ૫ ભાવનગર
સ્વર્ગવાસ વિ સ ૨૦૦૫ આસો વદ અમાસ શુક્રવાર મહુવા

# સમર્પણ

卐

જે મહાપુરૂષની
સામેની બાજુ પ્રતિકૃતિ–છબી છે
તેમની જૈનસિદ્ધાંતિક વિદ્વતા અજોડ છે
ન્યાયશાસ્ત્રના અદ્વિતીય વિશારદ છે અને જ્યોતિ
શિલ્પાદિશાસ્ત્રના અસાધારણ વેત્તા છે તત્વગર્ભિત વક્તૃત્વ
કળામાં બીનહરીફ છે તેમજ આ મહાપુરૂષની અનહદ ગુરૂભક્તિ એ
શ્રી ગૌતમસ્વામિની શ્રી મહાવીરપ્રભુ પ્રત્યેની અપૂર્વ ભક્તિનો પોતાના
જીવનમાં સાક્ષાત્કાર કરી બતાવ્યો છે જે મહાપુરૂષનાં કહેનાં અનેક
હીતવચનો અમને આત્મધર્મ સન્મુખ કરવામાં અને સયમભાવનામાં
અનેક પ્રકારે સહાયભૂત થયા છે તે સ્વર્ગસ્થ સૂરિસમ્રાટના
શિષ્ય સમુદાયના મુગટમણિ પૂજ્યપાદ આચાર્યશ્રી
વિજયોદયસૂરીશ્વરજી મહારાજ સાહેબના પરમ
પવિત્ર કરકમળમાં શ્રી અખાત્રીજનો મહિમા
નામની આ લઘુ પુસ્તિકા ભક્તિભાવે
ભેટ ધરીએ છીએ.



શ્રી નેમિ–અમૃત ચરણોપાસક –
મુનિ–ખાન્તિવિજય તથા
મુનિ–નિરંજનવિજય

શાસનસમ્રાટ્-તપાગચ્છાધિપતિ-પ્રાચીન અનેક તીર્થોદ્ધારક-અનેક
નૃપપ્રતિબોધક-પ્રૌઢપ્રભાવશાલી પ્રાતઃસ્મરણીય પરમપૂજ્ય પૂજ્યપાદ
સ્વ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજશ્રીના પટ્ટપ્રતિષ્ઠિત-અન્તેવાસી
સિદ્ધાન્તવાચસ્પતિ-ન્યાયવિશારદ-જ્યોતિ શિલ્પાદિશાસ્ત્રવેત્તા-
અનેક સ્યાદ્વાદસિદ્ધાન્તપોષક-બાળબ્રહ્મચારી-
પૂજ્યપાદ શ્રી વિજયોદયસૂરીશ્વરજી મહારાજ

જન્મઃ સં ૧૯૪૪ ખંભાત દીક્ષા સં ૧૯૬૨ દેવા-માતરપાસે
ગણિપદ સં ૧૯૬૯ કપડવંજ

પંન્યાસપદ ૧૯૬૯ કપડવંજ ઉપાધ્યાયપદ સં ૧૯૭૨ સાદડી,
આચાર્યપદ સં ૧૯૭૯ ખંભાત

श्रीमज्जिनेन्द्रपदपङ्कजचञ्चरीक-ज्ञानान्वये विमलभावभृते सतेऽस्तु ।
आजन्मशीलपरिरक्षणविश्रुताय, सूरीश्वरोदयमहामहते नमो मे ॥१॥
(वसन्ततिलका)

जिनशासनसम्राज, नेमिसूरीश्वरप्रभोः ।
पट्टप्रतिष्ठितायास्तु, गुरुभक्ताय ते नमः ॥ २ ॥

# પ્રસ્તાવના

'શિશુબોધ સોપાન ગ્રંથાવલિ''નું આ ચોથું સોપાન પ્રકાશક તરફથી સમાજ આગળ ધરવામા આવે છે આ પુસ્તકમા પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાનનો ટુંક જીવન પરિચય આલેખવામા આવ્યો છે આ જીવન પરિચય કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજની અદ્વિતીય કૃતિ તરીકે પંકાએલ શ્રી ત્રિષષ્ટી શલાકા પુરૂષ ચરિત્રના પ્રથમ પર્વના આધારે ગુંથાયેલ છે કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યને સાક્ષરોએ ગુર્જર ભૂમિના એક અણમોલ જવાહીર અને ઉત્તમોત્તમ સાહિત્ય પરિશીલન કરનાર તરીકે આલેખ્યા છે આ બિના જગજાહેર છે

આ જીવન ચરિત્રમાં શ્રી ઋષભદેવ ભગવાનનો જન્મથી દીક્ષા સુધીનો ટુંક પરિચય તથા દીક્ષાથી કેવલજ્ઞાન સુધીનુ વિસ્તારથી બ્યાન કરવામાં આવ્યુ છે તે બાળકોને ગમશે અને હોંશે હોંશે વાચશે આવુ બાલકોપયોગી સાહિત્ય હાલના તબક્કે ખીલવવાની ખાસ આવશ્યકતા છે તેમા પૂ મુનિ શ્રી નિરંજનવિજયજી મહારાજશ્રીનો પ્રયાસ આદરપાત્ર છે વળી આ પુસ્તકમાં જે સુંદર અને ભાવવાહી ચિત્રો મૂકવામાં આવ્યા છે તે પણ બાળકોને ખુબ ગમશે તેથી પણ આ પુસ્તકનો વિશેષ પ્રચાર થશે એવી આશા સેવી શકાય

આવી આકર્ષક અને સચિત્ર પુસ્તિકા પ્રથમજ વાર બહાર પડે છે એમ કહી શકાય

આ પુસ્તકમા કયા કયા વિષયોનુ વર્ણન કરેલ છે તે અત્રે ટુંકમાં જણાવવુ પ્રસંગોચિત છે તે આ પ્રમાણે—શ્રી ઋષભદેવ પ્રભુનો જન્મ દિશાકુમરીઓનુ આગમન દેવો સહિત ઇન્દ્રોએ મેરૂ પર્વત ઉપર કરેલો જન્મ વેળાનો સ્નાત્ર મહોત્સવ વંશ સ્થાપના

વગેરેનું ટૂંકું વર્ણન કર્યું છે ત્યાર પછી સપરિવાર ઉદ્યાનમાં વસંત વિહાર લોકોની ક્રીડા જોઈ પ્રભુને સંસાર ઉપર આવેલો વૈરાગ્ય ભાવ જાગૃત થયેલી દીક્ષાની ભાવના નવ લોકાંતિક દેવોનું આગમન તથા તેમણે પ્રભુને કરેલી ધર્મતીર્થ પ્રવર્તાવવાની વિનંતિ વર્ષીદાન દીક્ષા અખાત્રીજને દિવસે પારણું કેવળજ્ઞાનોત્પત્તિ વગેરે પ્રસંગોનું સરળ ભાવવાહી ભાષામાં વર્ણન કર્યું છે સાથે સાથે અમુક અમુક ખાસ પ્રસંગો જણાવનારા ભાવવાહી સુંદર ચિત્રો મૂકયા છે તેથી આ પુસ્તકના આકર્ષમાં ખાસ વધારો થયો છે

છેવટે જણાવવાનું કે આ પુસ્તિકામાં શાસ્ત્રીય તેમજ અન્ય બીજી કોઈ ક્ષતિ વાચકોના ખ્યાલમાં આવે તો આ પુસ્તિકાના લેખક પૂજ્ય મહારાજશ્રીને જણાવશો તો બીજી આવૃત્તિમાં સુધારો કરાશે

લી. ચંદ્રકાન્ત અમરતલાલ કાપડીયા

સુસંસ્કારોને પોષણ આપતી અને બાળકોને આનંદ સાથે જ્ઞાન-બોધ આપતી 'શિશુબોધ સોપાન ગ્રંથાવલી'ના આજ સુધી ચાર સોપાનો બહાર પડી ગયા છે તે બાળકોને ખાસ વંચાવો

**પ્રથમ સોપાન—અવંતિપતિ મહારાજા વિક્રમાદિત્ય**
કિં. -૧૦- પરદુઃખભંજન વિક્રમરાજાનું ધાર્મિક જીવન પરિચય

**બીજું સોપાન—સુપાત્રદાનનો મહિમા યાને શ્રેષ્ઠિ ગુણસાર**
કિં. ૦-૮-૦ ૧૧ ચિત્રો સહિત સુંદર જીવનકથા

**ત્રીજું સોપાન—જ્ઞાનપંચમીનો મહિમા યાને વરદત્ત ગુણમંજરી** કિં. ૦-૮- ૧૦ ચિત્રો સહિત સુંદર બે જીવનકથા

**ચોથું સોપાન—અખાત્રીજનો મહિમા** ૧૯ સુંદર ચિત્રો સાથે શ્રી રૂષભદેવ પ્રભુનો સરળ અને ટૂંક જીવન પરિચય કિં. ૦-૧૨-૦

# જૈન પર્વો

આ જગતમાં વર્તતા દરેકે દરેક ધર્મોમાં પોતપોતાના ધર્મમન્તવ્ય પ્રમાણે તહેવારોનો ઉપદેશ કરાએલો છે જૈન ધર્મમાં કહેલા તહેવારો પર્વના નામથી ઓળખાય છે પર્વ એટલે પવિત્ર દિવસ અથવા આત્મિક સુખની આરાધનાનો ખાસ નિયત કરાએલો દિવસ જેમ હાલમાં રાષ્ટ્રપ્રેમ કેળવવા રાષ્ટ્રીય તહેવારો યોજાય છે તેમ જૈન ધર્મના આદર્શ પ્રમાણે જૈન પર્વો પ્રાચીન કાળથી નિયત કરાયેલ છે

જૈન ધર્મમાં કેટલાક પર્વ દિવસો '[1]વાર્ષિક પર્વ' તરીકે ઓળખાય છે અને કેટલાક પર્વ દિવસો '[2]માસિક પર્વ'

---

૧ કાર્તિક સુ૦ એકમ–બેસતું વર્ષ કાર્તિક સુ પાંચમ–જ્ઞાન પંચમી કાર્તિક સુ૦ ચઉદશ–ચોમાસી ચૌદસ કાર્તિક સુ૦ પુનમ–દેવ દિવાળી માગસર સુદ ૧૧–મૌન એકાદશી પોષ વ૦ ૧૦ પોષ દશમી અથવા શ્રી પાર્શ્વનાથનો જન્મ દિવસ પોષ વ૦ ૧૩–મેરૂ ત્રયોદશી અથવા શ્રી ઋષભદેવનો નિર્વાણ દિવસ, ફાગણ સુ ૧૪–ચોમાસી ચૌદશ ચૈત્રી ઓળી ચૈત્ર સુ૦ ૧૩–શ્રી વીર જન્મ ચૈત્રી પુનમ વૈશાખ સુ૦ ૩–અખાત્રીજ, અશાડ સુ૦ ૧૪–ચોમાસી ચૌદશ શ્રીપર્વાધિરાજ પર્યુષણા મહા પર્વ, આસો માસની ઓળી આસો વદ અમાસ–શ્રી વીર નિર્વાણ દિવસ–દિવાળી આ બધા મુખ્ય વાર્ષિક પર્વો છે દરેક તીર્થંકર પ્રભુના પાંચ કલ્યાણકોનો આમાં સમાવેશ કરી શકાય

૨ દરેક માસની બે બીજ બે પાંચમ બે આઠમ, બે અગ્યારસ, બે ચૌદશ, પુનમ અને અમાસ–આ બાર તિથિઓનો માસિક પર્વમાં સમાવેશ થાય છે

તરીકે ઓળખાય છે જે પર્વ-તહેવાર વર્ષભરમા એકજ વખત આવે તે વાર્ષિક પર્વ' કહેવાય છે અને જે પર્વ દરેક માસમા આવે તે 'માસિક પર્વ' કહેવાય છે

**જૈન પર્વોનો ઉદ્દેશ શુ ?** જૈન ધર્મના દરેક દરેક પર્વમાં ત્યાગ ભાવના કેળવવાના વિધાનો કથન કરાએલા છે જૈનોનાં તમામ પર્વોમાં-તહેવારોમાં ત્યાગ એનો પ્રાણવાયુ સ્થાપિત કરાએલ છે અર્થાત્ જૈનોના કોઈ પણ પર્વ-તહેવારમા માત્ર મનિદા ખાવાના કે મોજશોખ અને મોજમજા ભોગવવાના કાર્યક્રમો દૃષ્ટિગોચર નહિ થાય.

**જૈન ધર્મના પર્વો અને અન્ય ધર્મોના તહેવારોમા તફાવત શુ ?**

જૈનોના તહેવારોમા પૌદ્ગલિક સુખો-સાંસારિક આસક્તિ વધારનારા સર્વ પદાર્થોમાંથી મનને પાછુ વાળીને વૈરાગ્ય ભાવના, ધર્મ ભાવના અને ત્યાગ ભાવનાને પોષવાનો ઉદ્દેશ રહેલો છે જૈન પર્વોમાં ઉપવાસ આયંબિલ એકાસણ પૌષધ સામાયિક દેવવંદન, દયા, દાન વિગેરે કર્તવ્યોમા યથાશક્તિ ઉદ્યમશીલ રહેવાનુ છે આ કારણથી આ લોકોત્તર પર્વો કહેવાય છે અન્ય ધર્મોના તહેવારોમાં એ ધર્મના ઉપાસકોને મોજમજા અમન ચમન, નાટક સીનેમા વિગેરે સાંસારિક રંગરાગમા રાચતા આપણે જોઈશુ તેમજ એમ દશી વિગેરેના ઉપવાસ વિગેરેમા ફરાળના નામે માલ મલીદા ખાવાની છૂટ થઇ ગઇ છે આથી એના માટે કહેવત થઇ ગઇ છે કે—

**खीरो पुरी लापशी ओर काकडी आदि**
**कहेणे की तो एकादशी ओर द्वादशीकी दादी '**

અર્થાત્ તહેવાર સિવાયના ચાલુ દિવસોમાં માણસ આઠ-બાર આનાથી પેટ ભરી ધરાઇને ખાય છે ત્યારે કૃષ્ણની જન્માષ્ટમી-ગોકુળ આઠમ તેમજ એકાદશી વિગેરે તહેવારોમા ઉપવાસ કર્યો હોય છતાં પેટ ભરીને રાત ખાવાની છૂટ હોવાથી એકાદ રૂપીઓ તો સહેજે ખરચ થઈ જાય છે છતાં પેટ ભરાતુ નથી

જુઓ ! દિવસભર ધરાઈને કરાળ ખાય છતા કહેવાય શુ ? કે ઉપવાસ કર્યો છે

એવી રીતે મુસલમાનોના તહેવારો જુઓ કે ઈસાઈ વિગેરે અન્ય ધર્મના તહેવારો જુઓ તો તેમનાં અને જૈનોના તહેવારોમા ખુબ ખુબ અંતર લાગ્યા વિના રહેશે નહિ

એ પ્રમાણે જૈનેતરોના તહેવારો સબંધી માન્યતા જણાવીને હવે જૈન ધર્મમા તહેવારો-પર્વો માટે શુ કહેલુ છે તે ટુકમા જણાવાય છે —

જૈન ધર્મના દરેક પર્વોમાં ત્યાગ ભાવના તરફ વધારે મહત્ત્વ અપાયુ છે તેથી આ પર્વ દિવસોમા મોજશોખનો ત્યાગ કરી શાંતિ અને સંતોષ ધારણ કરીને સમભાવ પૂર્વક આત્મ તત્ત્વની વિચારણા કરવી જેટલી બની શકે તેટલી ધર્મારાધના કરવી તેમા પણ આ તહેવારોમાં ઉપવાસ આયબિલ, એકાસણા વગેરે તપ યથાશક્તિએ કરવાનુ જૈન શાસ્ત્રકારોએ ખાસ ફરમાવ્યુ છે તે સાથે દરેક તહેવારમાં પૌષધ, સામાયિક જિનદર્શન પ્રતિક્રમણ, જિનપૂજા જિન ભક્તિ અને શાસ્ત્ર શ્રવણ વિગેરે ક્રિયાઓ કરવાનાં મુખ્ય કર્તવ્યો બતાવ્યા છે આ ક્રિયાઓ કરતાં આરાધક પ્રાણીઓએ વિચારવુ જોઈએ કે મારા આત્માની કઈ રીતે શુદ્ધિ થાય ? કઈ રીતે આ દુખદાયી સસાર સમુદ્રનો પાર પમાય ? તેમજ જ્ઞાન અને ક્રિયાના સયોગથી આત્માને લાગેલ કર્મરૂપી મલનો નાશ ક્યારે થાય ? મારો આત્મા પરમ શુદ્ધ મોક્ષ સ્થાને ક્યારે પામશે ?" વગેરે શુભ વિચારો વડે આત્માની નિર્મળતા કરવી તોજ જૈન પર્વોની યથાર્થ આરાધના કરી ગણાય અને તોજ તપાદિ કરવાનો ઉદ્દેશ સફળ થયો લેખાય આ માટે કહ્યુ છે કે —

'લગી ન તાલી આત્માની ગ્રહ્યો નહિ સદ્ગુરુ સગ,
તપક્રિયા રોગ સહુ ભાખે ભગવત અગ "

આજ માનવમાં અન્ય સ્થળે પણ કહ્યું છે કે —

ધર્મ આતમ શાખે કરો એનું મૂલ અમૂલ,
જન રંજનીયા ધર્મનું મગે ન કોડી મૂલ

માટે ધર્મક્રિયા પણ આત્મ સાક્ષીએ ખરી ભાવના પૂર્વક કરવી પણ દેખાદેખીથી ફક્ત બહારના આડંબર પૂર્વક ધર્મકરણી કરવાથી બહુ અલ્પ ફલ મળે છે

વડીલ મહાનુભાવો ! ચાલુ સદીના વારસદારો-પુત્ર પુત્રીઓ તરફ જરા દ્રષ્ટિ કરી જુઓ તો ખરા કે ઉત્તમ કુળના સુંદર સરકારો કેવા ભુસાવાતા બાકી રહ્યા છે આ પ્રસંગે એક અનુભવીના બોલ ખાસ યાદ આવે છે —

આકાર માનવનો પણ આચાર પશુના
માણસ થયો પણ માનવતા ન વાવતા પશુ બન્યો '

જ્યાં ત્યાં જ્યારે ત્યારે જે તે ખાય તો પશુ અને માનવમા શો તફાવત ?'

વિવેક વિનાના પશુની જેમ જયા ત્યા ખાતા કયાંથી ખ્યાલ હોય કે અહિ આહાર કરાય કે ન કરાય. પરન્તુ યોગ્ય સ્થાને આહાર કરવો જોઇએ તેમજ જ્યારે ત્યારે સમયનો ખ્યાલ પણ નિર્વિવેકીને ન હોય જે-ને ભક્ષ્ય અભક્ષ્યનો પણ વિવેક નિર્વિવેકીમા ન જ હોય, માટે બુદ્ધિમાન-વિવેકી મનુષ્યોએ ઉપરના વાકયમા કહેલ વસ્તુ સ્થીતિ સ્વય વિચારવી ઘટે છે

# અખાત્રીજ નામ કેમ પડયુ ?

આ ચાલુ અવસર્પિણી કાલમા સુપાત્ર દાન શ્રેયાંસકુમારથી પ્રવર્ત્યું છે જેમ દાનનુ મૂળ, મૂળીયા હોય છે તેમ સુપાત્ર દાનનું મૂળ ગણીએ તો અખાત્રીજનો દિવસ છે

વૈશાખ સુદ ત્રીજના દિવસે સુપાત્ર દાન પ્રથમ દેવાયુ તેની યાદી કાયમ રાખવા માટે લોકોએ તે દિવસને અક્ષયતૃતીયા-અખાત્રીજ નામ આપ્યુ

સુપાત્રદાન પરંપરાએ અક્ષયસુખ-મોક્ષ સુખને આપનાર છે માટે સુપાત્ર દાનનો આરંભ-પહેલ વહેલો દિવસ તે અક્ષયતૃતીયા-અખાત્રીજ

આ ચોવીશીના પ્રથમ તીર્થંકર પ્રભુનો પ્રથમ પારણાનો દિવસ તે અખાત્રીજ

સૂર્યના છૂટાં પડેલાં હજાર કિરણો શ્રેયાંસકુમાર દ્વારા ફરીને સૂર્યમાં જોડાવાથી સૂર્ય પુન પ્રકાશિત થયો, શ્યામ થયેલ મેરૂ પર્વત શ્રેયાંસકુમાર દ્વારા દૂધના સિંચનથી પ્રકાશમાન થયો અને શત્રુઓ સાથે યુદ્ધ કરતા મહાપુરૂષને શ્રેયાંસકુમારે જિત મેળવવામા સહાય કરી એ ત્રણ ઉત્તમ સ્વપ્નો સૂચિત સૌ પ્રથમ પ્રવર્તેલ દાન ધર્મનો પ્રથમ દિવસ તેજ અખાત્રીજનો દિવસ

બાર બાર માસ સુધી આહાર વિના પ્રભુને વિચરતા જોઇ દુખી દીલવાળી સારીયે માનવ પ્રજાને પ્રભુનુ પારણુ થવાથી આનંદ આનંદ વ્યાપ્યો તે દિનની અખંડ યાદ રહે એ મુદ્દાથી તે દિવસને માનવ પ્રજાએ 'અક્ષયતૃતીયા' નામ આપ્યુ

## જૈન તથા જૈનેતર માન્ય અખાત્રીજ-અક્ષયતૃતીયા

વૈશાખ સુ. ત્રીજના દિવસને અક્ષયતૃતીયા કહેવાય છે ભારત વર્ષની તમામ પ્રજા એ ઉત્તમ દિવસને પર્વ-તહેવાર દિન માને છે. તે દિનની ઉત્તમતા જગ જાહેર છે કારણ કે તે પવિત્ર દિવસે ચાલુ ચોવીશીના પ્રથમ તીર્થંકર પ્રભુ શ્રી ઋષભદેવ ભગવાનને તેર માસ અને અગ્યાર દિવસ ઉપવાસમાં ગયા પછી તે મહા તપશ્ચર્યાનું પારણું શ્રી શ્રેયાંસકુમારે શેરડીના રસવડે કરાવ્યું હતું દરેક તીર્થંકર પ્રભુને પ્રથમ પારણું કરાવનારના નામો શાસ્ત્રોમાં લખાયેલા છે તેમાં શ્રેયાંસકુમારનું નામ સર્વ મોખરે છે જ બીજા કોઇ પણ તીર્થંકર પ્રભુના પારણાનો દિવસ જે આખી જૈન પ્રજામાં જાહેર પારણા રૂપે પ્રખ્યાત હોય અને અજૈન-જૈનેતર જનતામાં પણ પ્રસિદ્ધ તહેવાર દિન તરીકે વધુ પ્રસિદ્ધ થયો હોય તો તે દસ્ત આજે દિવસ છે જેને સર્વ લોકો અખાત્રીજ તરીકે માને છે કારણ કે હિંદુધર્મના [1]ભાગવત પુરાણ વિગેરે મુખ્ય મુખ્ય શાસ્ત્રોમાં પણ શ્રી ઋષભદેવ પ્રભુ સંબંધી ઉલ્લેખો આવે છે

૧ ડૉ. સરવપલ્લી રાધાકૃષ્ણને એક સ્થળે જણાવ્યું છે કે — 'ઐતિહાસિક પ્રમાણોથી બતાવી શકાય એમ છે કે ઇ. સ. ની પહેલી શતાબ્દિ પૂર્વે પ્રથમ તીર્થંકર ઋષભદેવની કેટલાયે લોકો પૂજા કરતા હતા એ જમાનામાં પણ હવે શંકા નથી કે મહાવીર તથા પાર્શ્વનાથની પહેલા પણ જૈન ધર્મ ફેલાઇ ચૂક્યો હતો કેમકે યજુર્વેદમાં ઋષભદેવ અજીતનાથ તથા અરિષ્ટનેમિ નામના પણ તીર્થંકરોનો ઉલ્લેખ આવે છે ભાગવત પુરાણ આપણું લક્ષ ખેંચે છે કે જૈનધર્મના સંસ્થાપક શ્રી ઋષભ દેવ ભગવાન હતા

[ Indian Philosophy –ઇંડિયન ફિલોસોફી ]

## – વર્ષીતપની હાલમા ચાલુ વિધિ –

હાલમા વર્ષીતપ[1] કરવાનો પ્રચાર આ પ્રમાણે છે –

શ્રી આદિનાથ ભગવાનની દીક્ષા તીથિના દિવસથી એટલે કે ગુજરાતી ફાગણ વદી આઠમીથી શક્તિ હોય તો છઠ્ઠ તપથીજ આ તપ શરૂ કરવુ જોઇએ પણ શક્તિના અભાવે ઉપવાસથી પણ શરૂ કરી શકાય છે એકાંતરે ઉપવાસ કરીને પારણે બેસણુ કરી ૧૩ મહિનાને ૧૧ દિવસે એટલે અખાત્રીજ–અક્ષય તૃતીયાના દિવસે પારણુ આવે છે, પારણામાં રૂપાનો નાનો ઘડો કરાવીને તેવા ૧૦૮ ઘડા પ્રમાણ શેરડીનો રસ અથવા સાકરનું પાણી પીએ છે પારણામાં શેરડીનો રસ કાઢ્યા પછીથી બે ઘડી પછીનો અચિત્ત થયેલો હોવો જોઇએ તેમજ બે પહોર પછીનો શેરડીનો રસ થયુ પ્રવચન સારોદ્ધારમાં અભક્ષ્ય કહ્યો છે માટે તેમા વિવેક રાખવાની ખાસ જરૂર છે

આ તપમા બે દિવસ સાથે ખાવાના ન આવવા જોઇએ. તથા ચૌદસનો ખાધાવાર–પારણુ પણ ન આવવુ જોઇએ અને ત્રણ ચૌમાસી (૧૪–૧૫) નો છઠ્ઠ કરવો જોઇએ તથા તપ કરતા વચમાં જે અખાત્રીજ આવે છે તે દિવસે પારણુ–ખાધાવાર આવે તો પણ ઉપવાસ કરવો જોઇએ છેવટે અખાત્રીજને દિવસે છઠ્ઠથી ઓછા તપે પારણુ ન કરવુ જોઇએ

### તપ કરવામા હમેશાનો સામાન્ય વિધિ.

(૧) 'શ્રી ઋષભદેવ નાથાય નમ' એ પદની ૨૦ નવકારવાળી ગણવી (૨) બાર લોગસ્સનો કાઉસગ્ગ (૩) ૧૨ સાથીયા ચોખાના (૪) બાર પ્રદક્ષિણા (૫) બાર ખમાસમણા (૬) બે ટંક પ્રતિક્રમણ

1 આ તપમાં પહેલા કુલ ૪૦૦ ઉપવાસ કરવાનો વિધિ હતો તેથી ત્રીજે વર્ષે અક્ષય તૃતીયાને દિવસે આ તપ પૂરો થતો હતો એટલે લાગટ બે વરસ સુધી આ તપ કરવામાં ––– ––

(૭) બે ટકપડિલેહણ (૮) ત્રણ ટક દેવવંદન (સવારે-બપોરે-સાંજે) (૯) અષ્ટપ્રકારી જિનપૂજા કરવી (૧૦) વિધિપૂર્વક ગુરુવંદન અને (૧૧) સથારે સુવું (૧૨) સચિત્ત વસ્તુનો ત્યાગ કરવો ગુરુશ્રી પાસે પચ્ચક્ખાણ લેવું (૧૩) વ્યાખ્યાન શ્રવણ કરવું (૧૪) બ્રહ્મચર્ય પાળવું (૧૫) યથાશક્તિએ જ્ઞાનની પૂજા કરવી તેમજ નવું જ્ઞાન ભણવા માટે પ્રયત્ન કરવો (૧૬) યથાશક્તિએ અનુકંપા દાન દેવું વિગેરે શુભ કરણીમાં ઉદ્યમવંત રહેવું

## તપ કરનારાઓએ ખાસ ધ્યાનમાં રાખવા લાયક સૂચનાઓ

(૧) ચાલુ તપમાં જેમ બને તેમ ક્રોધ માન માયા અને લોભ વિગેરે કષાયો ઉત્પન્ન કરે તેવી પ્રવૃત્તિનો ત્યાગ કરવો જોઇએ

(૨) તપસ્યાનું ફલ ક્ષમા છે, એ ધ્યાનમાં રાખી હમેશા સમતા કેળવવી ખાસ જરૂરી છે **ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય** ' એ વચન ખાસ યાદ રાખવું

(૩) તપના દિવસોમાં આરંભ સમારંભનો યથાશક્તિ ત્યાગ કરતા રહેવું

(૪) આહાર કરતી વખતે પારણામાં આહારને વખાણવો કે વખોડવો નહિ અને એંઠવાડ ન પડે તે માટે ખાસ લક્ષ રાખવું

(૫) પ્રતિક્રમણ પડિલેહણ દેવવંદન પ્રભુ પૂજન વિગેરે ક્રિયાઓ ભાવપૂર્વક અને આળસ રહિત કરવી તે વિશેષ લાભદાયક છે

(૬) પૂ ગુરુમહારાજને વંદન કરી હમેશાં વ્યાખ્યાન શ્રવણ કરી પચ્ચક્ખાણ લેવું

(૭) સાત ક્ષેત્ર-જિનભુવન જિનબિંબ જ્ઞાન-પુસ્તક અને સાધુ સાધ્વી, શ્રાવક તથા શ્રાવિકા એ સાત ક્ષેત્રમાં યથાશક્તિએ શુભ ભાવે દ્રવ્ય વાપરવું

॥ श्री आदिनाथाय नमो नमः ॥

रागद्वेषमहामोहसुखकैर्जीतस्स्मय ।
हास्यहेतिविलासाक्ष-मालाद्यैर्हीन ! ते नमः ॥१॥

*

ऐन्द्रीं श्रियं नाभिसुतः स दद्या-द्यापि धर्मस्थितिकल्पवल्ली ॥
येनोप्तपूर्वा त्रिजगज्जनानाम्-नाना तरानन्दफलानि सूते ॥२॥

—પ પૂ ન્યા આ ઉ શ્રી યશોવિજયજી મહારાજ કૃત

'જે શ્રી ઋષભદેવ પરમાત્માએ પૂર્વે-પ્રથમ ત્રીજા આરામા વાવેલી ધર્મ મર્યાદા રૂપ કલ્પવેલડી આજ-પાચમા આરા સુધી પણ ત્રણ જગતના ભવ્ય પ્રાણીઓને અનેક પ્રકારના આત્મ સ્વરૂપ આન્તરિક આનદ રૂપ ફલોને આપ્યા કરે છે તે નાભિ કુળકરના પુત્ર શ્રી આદિનાથ, ઐન્દ્રી એટલે આત્મ સબધી જ્ઞાનાદિક લક્ષ્મી ( ભ ય પ્રાણીઓને ) આપો

જેણે કીધી સકળ જનતા નીતિને જાણનારી,
ત્યાગી રાજ્યાદિક વિભવને જે થયા મૌનધારી,
વ્હેતો કીધો સુગમ સબળો મોક્ષનો માર્ગ જેણે,
વન્દુ છુ તે ઋષભજિનને ધર્મ-ધોરી પ્રભુને

—શા વિ. સ્થવિરત્ન પૂ. આ શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મ કૃત



# અખાત્રીજનો મહિમા.

## પ્રકરણ પહેલુ

### શ્રી ઋષભદેવ

ઘણા ઘણા વર્ષો પહેલાની વાત છે તે વખતે ભરત ક્ષેત્રમા અવસર્પિણી કાલનો ત્રીજો આરો પૂરો થવા આવ્યો હતો તે વખતે લોકો ઘણા સુખી હતા કારણ કે તેમને જોઇતી વસ્તુઓ કલ્પવૃક્ષો પાસેથી મળતી હતી વળી લોકો પણ સતોષી હતા દ્વેષ ભાવ ઘણો ઓછો હતો કોઇ રાજા શેઠ કે નોકર ન હતા. સૌ પોતપોતાની મરજી મુજબ આનદમા સમય પસાર કરતા હતા તે વખતે પુરૂષ અને સ્ત્રી એમ જોડલાનો જન્મ થતો હતો તેથી તે કાલના મનુષ્યો યુગલીયા કહેવાતા હતા

### કુલકરો અને નીતિઓ.

ધીમે ધીમે કાળ જવા લાગ્યો તેમ તેમ કાળના માહાત્મ્યથી કલ્પવૃક્ષોની શક્તિ ઓછી થતી ગઇ તેમજ કાળના પ્રભાવથી લોકોમા મારાપણાની ભાવના વધવા લાગી, તેથી સતોષ પણ ઓછો થવા લાગ્યો અને તેથી તેઓમા પરસ્પર ઝગડાઓ થયા લાગ્યા આથી તેમને કોઇ ઝગડો પતાવનારની જરૂર જણાવા લાગી

તે કાળમા હાથી ઘોડા વગેરે હતા પરતુ તેમનો ઉપયોગ વાહન તરીકે કોઈ કરતુ નહોતુ એક વખત એક શ્વેત હાથી એક યુગલિયાને આદરપૂર્વક ઉચકીને પોતાની ઉપર બેસાડીને બધે ફેરવવા લાગ્યો આથી યુગલિયાઓ આશ્ચર્ય



હસ્તી ઉપર બેઠેલા પ્રથમ કુલકર વિમલવાહન

પામ્યા અને ધોળા હાથી ઉપર બેઠેલ હોવાથી તેને વિમલ વાહન નામથી બોલાવવા લાગ્યા આ વિમલવાહનને તે સમયે જાતિસ્મરણ જ્ઞાન થયુ હતુ વિમલવાહનને પોતાથી અધિક માનતા યુગલિયાઓ તેમની પાસે આવી પોતાની ફરિયાદ જણાવવા લાગ્યા વિમલવાહને પણ તેમને કલ્પવૃક્ષો વહેચી આપ્યા અને કોઈ મર્યાદા ઓળગે તેને સજા માટે હાકાર નીતિની શરૂઆત કરી એટલે મર્યાદા ઓળગનારને " હા ! તે આ ખોટુ કર્યુ " એમ કહી ઠપકો આપે આવી શિક્ષાથી યુગલિયાઓ પોતાની મર્યાદા ઓળગતા ન હોતા

આ પ્રમાણે હાકાર નીતિની શરૂઆત કરનાર વિમલ વાહન પ્રથમ કુલકર કહેવાયા કુલ એટલે મર્યાદા તેના કરનાર તે કુલકર કેટલોક કાલ ગયા પછી કાળના પ્રભાવથી લોકોમા ઝઘડા વધવા લાગ્યા અને તેઓ વારવાર હાકાર નીતિ ઓળગવા લાગ્યા તેથી વિમલવાહનના વશમા થએલા, યશસ્વી નામના ત્રીજા કુલકરે માકાર નીતિ ચલાવી થોડા અપરાધીને માટે હાકાર નીતિ, મધ્યમ અપરાધી માટે માકારનીતિ અને મોટા અપરાધીને માટે બને નીતિ વાપરતા એ પ્રમાણે કેટલોક કાળ ગયો, ત્યારે લોકોમા પાછા ઝગડાઓ વધવા લાગ્યા તેથી પ્રસેનજિત્ત નામના પાચમા કુલકરે ત્રીજી ધિક્કાર નીતિ ચલાવી અને ત્રણ નીતિ વડે કેટલોક વખત લોકોએ શાતિથી સમય પસાર કર્યો.

## નાભિ કુલકર અને મરૂદેવા

પ્રસેનજિત કુલકર પછી મરૂદેવ નામે છઠ્ઠા કુલકર થયા તેમની શ્રીકાતા નામની સ્ત્રીએ નાભિ અને મરૂદેવા નામના યુગલને જન્મ આપ્યો મરૂદેવના મરણ બાદ નાભિ કુલકર થયા તે સાતમા કુલકર કહેવાયા તે પણ ત્રણ નીતિ વડે યુગલિકોનુ પાલન કરતા હતા.

નાભિ કુલકરને વ્યવસ્થા કરતા કેટલોક કાળ ગયા પછી અસાડ મહિનાની વદ ચૌદશના દિવસે સર્વાર્થસિદ્ધ વિમાનમાથી ઋષભ પ્રભુનો જીવ એક દેવ ચ્યવીને નાભિ કુલકરના પત્ની મરૂદેવાની કુખમાં અવતર્યા તે વખતે એટલે પ્રભુ ગર્ભમા આવ્યા ત્યારે ત્રણે લોકમા સઘળા જીવોને સુખ થયુ તે વખતે મરૂદેવા માતાએ ચૌદ મોટા સ્વપ્નો જોયા તે સ્વપ્ન

આ પ્રમાણે-૧ વૃષભ, ૨ હાથી, ૩ સિંહ, ૪ લક્ષ્મી, ૫ ફૂલની માળા, ૬ ચંદ્ર, ૭ રવિ, ૮ ધ્વજ, ૯ સુવર્ણ કળશ ૧૦ પદ્મ સરોવર, ૧૧ ક્ષીર સમુદ્ર, ૧૨ વિમાન, ૧૩ રત્નનો ઢગલો, ૧૪ નિર્ધૂમ-ધૂમાડા વગરનો અગ્નિ



મરૂદેવા માતા અર્ધનિન્દ્રામાં ચૌદ મહાસ્વપ્નો જુએ છે

સ્વપ્ન જોઈને મરૂદેવા જાગ્યા સ્વપ્ન જોવાથી આનંદ પામેલા મરૂદેવા માતાએ સ્વપ્નની બધી હકીકત નાભિ કુલકરને કહી તેમણે સરલ સ્વભાવથી કહ્યું કે-'તમને ઉત્તમ કુલકર પુત્ર થશે' તે વખતે સ્વપ્ન પાઠકો નહોતા આ વખતે

ઈંદ્રોના આસનો ચલાયમાન થયા અવધિજ્ઞાનથી ભગવતનું ચ્યવન જાણીને બધા ઈંદ્રો ભેગા થઈને માતા પાસે આવ્યા અને માતાને પ્રણામ કરી સ્વપ્નનો અર્થ જણાવતા કહ્યુ કે ' હે સ્વામિની ! તમે ચૌદ મોટા સ્વપ્ન જોયા છે તેથી તમને ચાદ રાજલોકમા પૂજનીય એવા પ્રથમ તીર્થંકર, પુત્ર થશે " એ પ્રમાણે સ્વપ્નનો ભાવાર્થ જણાવી ઈંદ્રો સ્વસ્થાને ગયા મરુદેવા માતા પણ સ્વપ્નનો અર્થ જાણીને ઘણા હર્ષિત થયા.

## શ્રી ઋષભદેવ પ્રભુનો જન્મ

મરૂદેવા માતાની કૂખમા ગર્ભ અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યો તે ગર્ભના પ્રભાવથી માતાની કાતિ દિવસે દિવસે વધવા લાગી. તેમને કાઈ ખેદ થતો નહોતો યુગલિયાઓમા પણ નાભિ કુળકર વધારે પ્રિય થયા તે વખતે કલ્પવૃક્ષનો પ્રભાવ પણ વૃદ્ધિ પામ્યો તિર્યંચ અને મનુષ્યોના વૈરભાવ પણ શાત થયા એ પ્રમાણે નવ માસ અને સાડા આઠ દિવસ ગયા, ત્યારે ચૈત્ર માસની વદ આઠમને દિવસે, સર્વ ગ્રહો ઉચ્ચ સ્થાનકે આવ્યા ત્યારે, મરૂદેવા માતાએ પ્રભુને જન્મ આપ્યો તે વખતે સઘળી દિશાઓ પ્રસન્ન થઈ લોકોમા આનદ વ્યાપ્યો નારકીઓને પણ ક્ષણિક સુખનો અનુભવ થયો

## છપ્પન દિશા કુમારીઓનુ આગમન તેમણે કરેલુ સૂતિકર્મ

તે વખતે આસન કપવાથી ૫૬ દિશા કુમારીઓ ત્યા આવી તેમણે એક મોટુ હજાર સ્તભવાળુ સૂતિકા ગૃહ



પ્રભુનો જન્મોત્સવ ઉજવતી ૫૬ દિક્કુમારીઓ

દેવશક્તિથી બનાવ્યું કેળના ત્રણ ગૃહ બનાવ્યા. પછી માતા તથા પ્રભુને સિંહાસન ઉપર બેસાડીને નિર્મળ જળથી સ્નાન કરાવ્યું પછી વિલેપન વગેરે કરીને વસ્ત્રાલંકાર પહેરાવીને બીજા સિંહાસન ઉપર લઈ જઈને બેસાડયા બાવના ચંદનની ભસ્મથી બે રક્ષા પોટલી બનાવી બંનેના હાથે બાંધી પછી 'હે ભગવંત તમે દીર્ઘાયુવાળા થાઓ' એમ કહીને બંનેને નમસ્કાર કરીને મંગલ ગીત ગાઈને સૂતિકાભવનમાં માતાને તથા પ્રભુને સુવાડીને તે દિશા કુમારીકાઓ પોતપોતાના સ્થાનકે ગઈ

## ૬૪ ઇંદ્રોનું આગમન

તે વખતે દેવલોકમાં શાશ્વતી ઘંટાઓના નાદ સાથે ઇંદ્રોના આસનો ચલાયમાન થયા તેથી સૌધર્મેન્દ્ર પ્રથમ તો કોપાયમાન થયા પરંતુ અવધિજ્ઞાનના ઉપયોગથી પ્રભુનો જન્મ થયો જાણીને કોપ શાંત થયો પછી સિંહાસન ઉપરથી સાત આઠ પગલા પ્રભુની સામે જઈને અંજલિ જોડીને નમસ્કાર કરીને પ્રભુની શક્રસ્તવ વડે સ્તુતિ કરીને કહ્યું કે "હે તીર્થપતિ! હે જગતના નાથ! હું આપને નમસ્કાર કરૂં છું હે નાભિનંદન! આપના જન્મથી આજે નારકીઓ પણ સુખ પામ્યા છે આપના જન્મથી પવિત્ર થએલો આજનો દિવસ પણ ધન્ય છે ભરત ક્ષેત્રમાંથી નાશ પામેલ ધર્મ પણ આપના જ્ઞાન વડે પ્રગટ થશે" એ પ્રમાણે સ્તુતિ કરીને ઇંદ્રે પોતાના નૈગમેષી નામના સેનાપતિને બધા દેવોને પ્રભુના જન્મ મહોત્સવ માટે બોલાવવાની આજ્ઞા કરી આથી સેનાપતિએ સુઘોષા ઘંટા વગાડી ઇન્દ્રની આજ્ઞા દેવોને જણાવી, તેથી



ઇન્દ્ર મહારાજા સપરિવાર શક્રસ્તવ વડે પ્રભુની સ્તુતિ કરે છે

સર્વ દેવો ભેગા થયા ઇન્દ્રની આજ્ઞાથી પાવક નામના

અભિયોગિક દેવે મોટા પાલક વિમાનની રચના કરી, પછી તેમા વચ્ચે રહેલા સિહાસન ઉપર બેસીને સૌધર્મેન્દ્ર પોતાની આઠ પટરાણીઓ સાથે જ્યા મરૂદેવા માતા બાલ પ્રભુ સાથે સૂતિકા ગૃહમા રહેલા છે, ત્યા આવ્યા તે વખતે બીજા દેવો પણ અનેક પ્રકારના વિમાનોમા બેસીને આવ્યા પછી ઇદ્રે પ્રભુને પ્રદક્ષિણા દેવા પૂર્વક પ્રણામ કરીને હાથ જોડીને મરૂદેવા માતાની સ્તુતિ કરીને જણાવ્યું કે "હે મહાદેવી ! તમે ભય પામશો નહિ હું સૌધર્મેન્દ્ર તમારા પુત્રનો જન્મ મહોત્સવ કરવા આવ્યો છુ" એમ કહીને માતાને અવસ્વાપિની નિદ્રા આપી



ઇન્દ્ર મહારાજા પોતાના પાંચ રૂપ કરી પ્રભુને મેરૂ ઉપર લઇ જાય છે.

## મેરૂ ઉપર પ્રભુનો સ્નાત્ર મહોત્સવ

ત્યાર પછી સૌધર્મેન્દ્રે પોતાના પાચ રૂપ કર્યા એક રૂપે પ્રભુને પોતાના હાથમા લીધા. એક રૂપે પ્રભુના મસ્તક ઉપર છત્ર ધારણ કર્યું બે રૂપથી બે બાજુએ ચામર ધારણ કર્યા અને એક રૂપથી વજ્ર ધારણ કરીને આગળ ચાલ્યા એ પ્રમાણે પ્રભુને લઇને સૌધર્મેન્દ્ર મેરૂ પર્વત ઉપર ગયા ત્યા મેરૂ શિખર ઉપર આવેલ પાડુક વનમા દક્ષિણ દિશા તરફ અતિપાડુકબલા નામની શિલા ઉપર આવેલા સિંહાસન ઉપર બેસીને ઇંદ્રે પ્રભુને પોતાના ખોળામા ધારણ કર્યા

સૌધર્મેન્દ્ર સિવાયના બાકીના ૬૩ ઇન્દ્રો પણ ઘટાના નાદથી સાવધાન થઇ અવધિજ્ઞાનના ઉપયોગથી પ્રભુના સ્નાત્ર માટે પોત પોતાના પરિવાર સાથે સીધા મેરૂ પર્વત ઉપર આવ્યા પછી અચ્યુતેન્દ્રના હુકમથી અભિયોગિક દેવોએ સોના રૂપા વગેરે આ૦ જાતિના કળશો બનાવ્યા. તે કળશો એક યોજન ઉંચા હતા કુલ દરેક પ્રકારના એક હજારને આઠ કળશો બનાવી તેમા ક્ષીરસાગર તથા માગધાદિ તીર્થોના પાણી ભર્યા, તથા અનેક પ્રકારના સુગધીદાર કમળો, માટી તથા અનેક પ્રકારની ઓષધિઓ લઇને અભિયોગિક દેવો મેરૂ પર્વત ઉપર આવ્યા બધી સામગ્રી તૈયાર કરીને પ્રથમ અચ્યુત ઇન્દ્રે પ્રભુને સ્નાત્ર કરાવ્યુ ત્યાર પછી ક્રમવાર દરેક ઇન્દ્રે પ્રભુને સ્નાત્ર કર્યું છેવટે ઈશાનેન્દ્રે પાચ રૂપ સૌધર્મેન્દ્રની જેમ કર્યા, તેવખતે સૌધર્મેન્દ્રે છેલ્લુ સ્નાત્ર કર્યું

સ્નાત્ર કરીને દેવદુષ્ય વસ્ત્રથી પ્રભુના શરીરને લુછીને પ્રભુને વસ્ત્ર તથા ઘરેણા પહેરાવ્યા પછી હર્ષ પૂર્વક પ્રભુની



૬૪ ઇન્દ્રો મેરુ પર્વત ઉપર પ્રભુનો સ્નાત્ર મહોત્સવ ઉજવે છે

સ્તુતિ કરીને ફરીથી સૌધર્મેન્દ્રે પાંચ રૂપો કરીને પ્રભુને ગ્રહણ કર્યા પ્રભુને લઈને ઈન્દ્ર મહારાજા મરૂદેવા માતા પાસે આવ્યા મરૂદેવા પાસે પ્રભુને મૂકીને માતાની અવન્વાપિની નિદ્રા દૂર કરી ઈન્દ્રે પ્રભુના અંગુઠામાં અમૃત મૂકયું કારણકે તીર્થંકરો સ્તનપાન કરતા નથી ભૂખ લાગે ત્યારે તેઓ પોતાનો અંગુઠો ચૂસે છે ત્યાર પછી ઈન્દ્રો તથા દેવો નંદીશ્વર દ્વીપે ગયા ત્યાં શાશ્વતી પ્રતિમાઓનો અઠ્ઠાઈ મહોત્સવ કરીને બધા દેવો પોત પોતાના સ્થાને ગયા

**ઈક્ષ્વાકુ વંશની સ્થાપના તથા બાલ્યવય**

મરૂદેવા માતાએ ચૌદ સ્વપ્નમાં પ્રથમ વૃષભ જોયો, તેથી પ્રભુનું **ઋષભ** એવું નામ પાડયું પાંચ ધાવ માતાથી લાલન પાલન કરાતા પ્રભુ એક વર્ષના થયા તે વખતે સૌધર્મેન્દ્ર વંશની સ્થાપના કરવા માટે પ્રભુ પાસે આવ્યા ‘પ્રભુ પાસે ખાલી હાથે ન જવાય’ એમ વિચારી ઈન્દ્રે શેરડીનો એક મોટો સાંઠો પોતાની સાથે લીધો અવધિજ્ઞાનથી ઇંદ્રનો આશય જાણીને પ્રભુએ તે સાંઠો લેવાને પોતાનો હાથ લાંબો કર્યો એટલે ઇંદ્રે તે પ્રભુના હાથમાં આપ્યો પ્રભુએ ઈક્ષુદંડ ગ્રહણ કર્યો તેથી ઇક્ષ્વાકુ વંશની સ્થાપના કરીને ઈન્દ્ર સ્વસ્થાને ગયા

અનુક્રમે પ્રભુ મોટા થતા ગયા, તે વખતે દેવો અનેક પ્રકારના રૂપો કરીને પ્રભુને વિનોદ પમાડતા હતા પ્રભુનું શરીર દિવસે દિવસે અધિક અધિક કાંતિથી શોભવા લાગ્યું તીર્થંકરો જન્મથીજ ચાર અતિશયવાળા હોય છે તેમના શરીરે મેલ તથા પરસેવો થતો નથી, માંસ તથા લોહી

શ્વેત વર્ણના હોય છે તેમનો આહાર નિહાર ચર્મચક્ષુવાળા-આપણે જોઈ શકતા નથી, તેમજ તેમનો શ્વાસોશ્વાસ સુગંધિદાર હોય છે પ્રભુમા એટલુ બળ હોય છે કે ગમે તેવો બળવાન દેવ પણ તેમની આગળી વાળી શકતો નથી બીજા તીર્થંકરો અમૃતપાનની ઉમર પસાર થાય ત્યારે રાધેલા અન્નનુ ભોજન કરે છે પરંતુ શ્રી ઋષભદેવ ભગવંત તો ઉત્તરકુરૂ નામના યુગલિયાના ક્ષેત્રમાથી દેવોએ લાવેલા કલ્પવૃક્ષોના ફળોનો આહાર કરતા હતા દેવો સાથે અનેક પ્રકારની ક્રીડા કરતા પ્રભુ અનુક્રમે યુવાવસ્થાને પામ્યા.

**ઋષભદેવના સુનંદા તથા સુમંગલા સાથે થએલા લગ્ન**

અત્યાર સુધી યુગલિક કાળ હોવાથી યુગલ રૂપે જન્મેલા બાળકો યુવાવસ્થામા એક બીજા સાથે પરિણીત જીવન ગાળતા હતા તે વખતે લગ્નની ક્રિયા જેવી કોઈ વિધિ નહોતી પ્રભુના લગ્નનો યોગ્ય સમય અવધિજ્ઞાનથી જાણીને સૌધર્મેન્દ્ર પ્રભુ પાસે આવ્યા પ્રભુને પ્રણામ કરીને જણાવ્યું કે "આપ તો વીતરાગ છો મોક્ષને માટેજ આપની દરેક પ્રવૃત્તિ છે પરંતુ આપના તરફથી જેમ મોક્ષમાર્ગ પ્રગટ થવાનો છે તેમ વ્યવહાર માર્ગ પણ આપનાથીજ શરૂ થવાનો છે માટે આપનો લગ્ન મહોત્સવ કરવાની મારી ઈચ્છા વર્તે છે સુનંદા તથા સુમંગલા બંને આપને માટે યોગ્ય છે માટે પ્રસન્ન થઈને મારી વિનતિ સ્વીકારો" પ્રભુએ પણ હજી પોતાનું ત્યાસી લાખ પૂર્વનુ આયુષ્ય બાકી છે તથા બાકી રહેલ ભોગાવલિ કર્મ અવશ્ય ભોગવવાનુ છે એમ જાણી મસ્તક નમાવી પોતાની સંમતિ જણાવી આમા

સુમંગલા તો પ્રભુ સાથે જન્મેલી હતી અને સુનંદા ને નાભિ કુળકરે ઉછેરીને મોટી કરી હતી કારણકે સુનંદા સાથે જન્મેલ યુગલિક પુરૂષ તેના મસ્તક ઉપર તાડવૃક્ષનુ ફળ પડવાથી પ્રથમ અકાળે મરણ પામ્યો હતો પ્રભુની સંમતિથી ઇન્દ્રે તથા દેવોએ પ્રભુ પક્ષે રહીને તથા ઈન્દ્રાણી અને દેવીઓએ કન્યા પક્ષે રહીને મોટી ધામધૂમ પૂર્વક પ્રભુના લગ્ન કર્યા ત્યારથી લોકોમા લગ્નની પ્રથા શરૂ થઈ

### પ્રભુએ પ્રવર્તાવેલો વ્યવહાર માર્ગ

લગ્ન પછી અનાસક્ત ભાવે પોતાની બંને સ્ત્રીઓ સાથે ભોગ ભોગવતા ઘણો કાળ પસાર થયો તે વખતે સુમંગલાની કુખથી ચૌદ સ્વપ્ન સૂચિત પ્રથમ ચક્રવર્તી **ભરતકુમાર** તથા **બ્રાહ્મીનો** યુગલ રૂપે જન્મ થયો સુનંદાએ પણ **બાહુબલિ** તથા **સુંદરીને** યુગલ રૂપે જન્મ આપ્યો ત્યાર પછી સુમંગલાએ ઓગણપચાસ પુત્ર યુગલને જન્મ આપ્યો એ પ્રમાણે પ્રભુને કુલ સો પુત્રો અને બે પુત્રીનો પરિવાર હતો આ પુત્રો તથા પુત્રીઓથી વીંટાએલા પ્રભુ અતિશય શોભતા હતા

અનુક્રમે કાલના દોષથી કલ્પવૃક્ષોનો મહિમા ઘણો ઓછો થઈ ગયો હતો, તેથી યુગલિકોમા [1]કષાયો વધવા લાગ્યા હતા ત્રણ પ્રકારની નીતિ હવે કામમા આવતી નહોતી તેથી યુગલિકો અનેક પ્રકારની ફરિયાદો લઇને પ્રભુ પાસે આવતા હતા પ્રભુએ તેમને જણાવ્યુ કે-' લોકોમા મર્યાદા ઓળંગનારને શિક્ષા કરનાર રાજા હોય છે, માટે તમે નાભિ

૧ ક્રોધ, માન માયા અને લોભ એ ચાર કષાય કહેવાય

કુલકર પાસે જઈને રાજાની માગણી કરો' યુગલિયાઓએ પણ નાભિ કુલકર પાસે જઇને રાજાની માગણી કરી ત્યારે તેમણે કહ્યુ કે "ઋષભ તમારો રાજા થાઓ" આથી આનંદ પામી યુગલિકો પ્રભુ પાસે આવ્યા 'તમને નાભિ કુલકરે અમારા રાજા બનાવ્યા છે' એમ કહી તેઓ અભિષેક માટે જળ લેવા ગયા

## ઈન્દ્રે કરેલો પ્રભુનો રાજ્યાભિષેક તથા વિનીતા નગરીની સ્થાપના

તે વખતે ઈન્દ્રનુ સિંહાસન ચલાયમાન થવાથી અવધિજ્ઞાનથી પ્રભુનો રાજ્યાભિષેક સમય જાણીને સૌધર્મેન્દ્ર



"જળભરી સંપુટ પત્રમાં યુગલિક નર પૂજંત,
ચરણ અંગુ ઠે દાયક ભનજન આંત"

ત્યા આવ્યા દીવ્ય સિંહાસન રચીને તેના ઉપર પ્રભુને બેસારીને ઇન્દ્રે તીર્થજળથી પ્રભુનો રાજ્યાભિષેક કર્યો પછી દીવ્ય વસ્ત્રો, મુગટ તથા રત્નના ઘરેણા પ્રભુને પહેરાવ્યા તેવામા જળ લેવા ગયેલા યુગલિકો કમળના પાદડાના પડીયામા જળ લઇને આવ્યા મુગટ, કુંડલ, વિગેરે રાજપોષાકથી પ્રભુને શણગારેલા જોઇને તેમણે 'પ્રભુના મસ્તક ઉપર તે જળ નખાય નહિ' એમ વિચારીને તેમના ચરણમા તે જળ નાખ્યુ આ યુગલિકો હવે વિનીત-વિનયવાળા થઇ ગયા છે એમ કહી ઇંદ્ર મહારાજ કુબેરની પાસે વિનીતા નામે નગરી બનાવવાનો હુકમ કરી સ્વસ્થાને ગયા ત્યાર પછી કુબેરે અનેક ઉંચી અને મોટી મોટી હવેલીઓવાળી અનેક બજારોથી શોભાયમાન, વિનીતા નગરીની રચના કરી ત્યા પ્રભુશ્રી ઋષભદેવે મંત્રી વગેરે પ્રધાનમંડળની રચના કરી અમલ કરવા માડયો

## પ્રભુએ લોકોને શીખવેલી અનેક કળાઓ

તે વખતે કલ્પવૃક્ષોનો અભાવ થવાથી લોકો કંદમૂળ તથા ફળાદિક ખાતા હતા ઘઉ, ચોખા વગેરે અનાજ જે ખેતી કર્યા વગર ઉગતુ હતુ તે કાચુ ખાઇને નિર્વાહ કરતા હતા કારણ કે તે વખતે અગ્નિ નહોતો પરંતુ તે કાચુ અનાજ તેમને બરાબર પચતુ નહિ હોવાથી, તેમને અજીર્ણ થતુ હતુ પ્રભુએ તેમને ફોતરા કાઢીને ખાવાનુ કહ્યુ, તો પણ તે પચતુ નહોતુ તેથી પલાળીને ખાવાનુ કહ્યું, છતા નહિ પચવાથી મુઠી કે કાખમા ગરમ કરીને ખાવાનું કહ્યુ છતા બરોબર પચતુ નથી એવામા કોઇ વૃક્ષની ડાળીઓ પર

સ્પર અથડાવાથી તેમાથી અગ્નિ ઉત્પન્ન થયો. આ કોઈ રત્ન છે એમ જાણી લોકો તેને પકડવા લાગ્યા. તેથી દાઝવા લાગ્યા આથી તેમણે પ્રભુ પાસે તે હકીકત જણાવી ત્યારે પ્રભુએ તેમને કહ્યુ કે તે અગ્નિ છે તેમા અનાજ પકાવીને ખાઓ લોકો હજી સરળ હોવાથી ધાન્ય અગ્નિમા નાખી જેમ કલ્પવૃક્ષ પાસે માગણી કરતા તેમ માગણી કરવા લાગ્યા પરતુ અગ્નિ તેમને કાઈ પાછુ આપતો નથી અને બધુ પોતે જ



પ્રભુ લોકાને કુભારની કળા શીખવે છે

ત્યા આવ્યા દીવ્ય સિંહાસન રચીને તેના ઉપર પ્રભુને બેસારીને ઇન્દ્રે તીર્થજળથી પ્રભુનો રાજ્યાભિષેક કર્યો પછી દીવ્ય વસ્ત્રો, મુગટ તથા રત્નના ઘરેણા પ્રભુને પહેરાવ્યા તેવામા જળ લેવા ગયેલા યુગલિકો કમળના પાદડાના પડીયામા જળ લઇને આવ્યા મુગટ, કુડલ, વિગેરે રાજપોષાકથી પ્રભુને શણગારેલા જોઇને તેમણે 'પ્રભુના મસ્તક ઉપર તો જળ નખાય નહિ' એમ વિચારીને તેમના ચરણમા તે જળ નાખ્યું આ યુગલિકો હવે વિનીત-વિનયવાળા થઇ ગયા છે એમ કહી ઇંદ્ર મહારાજ કુબેરની પાસે વિનીતા નામે નગરી બનાવવાનો હુકમ કરી સ્વસ્થાને ગયા ત્યાર પછી કુબેરે અનેક ઉચી અને મોટી મોટી હવેલીઓવાળી અનેક બજારોથી શોભાયમાન, વિનીતા નગરીની રચના કરી ત્યા પ્રભુ શ્રી ઋષભદેવે મત્રી વગેરે પ્રધાનમડળની રચના કરી અમલ કરવા માડયો

## પ્રભુએ લોકોને શીખવેલી અનેક કળાઓ

તે વખતે કપવૃક્ષોનો અભાવ થવાથી લોકો કદમૂળ તથા ફળાદિક ખાતા હતા ઘઉ, ચોખા વગેરે અનાજ જે ખેતી કર્યા વગર ઉગતું હતુ તે કાચુ ખાઇને નિર્વાહ કરતા હતા કારણ કે તે વખતે અગ્નિ નહોતો પરતુ તે કાચુ અનાજ તેમને બરાબર પચતુ નહિ હોવાથી, તેમને અજીર્ણ થતુ હતુ પ્રભુએ તેમને ફોતરા કાઢીને ખાવાનુ કહ્યુ, તો પણ તે પચતુ નહોતુ તેથી પલાળીને ખાવાનુ કહ્યુ, છતા નહિ પચવાથી મુઠી કે કાખમા ગરમ કરીને ખાવાનું કહ્યુ છતા બરોબર પચતુ નથી એવામા કોઇ વૃક્ષની ડાળીઓ પર

સ્પર અથડાવાથી તેમાથી અગ્નિ ઉત્પન્ન થયો. આ કોઈ રત્ન છે એમ જાણી લોકો તેને પકડવા લાગ્યા. તેથી દાઝવા લાગ્યા આથી તેમણે પ્રભુ પાસે તે હકીકત જણાવી ત્યારે પ્રભુએ તેમને કહ્યુ કે તે અગ્નિ છે તેમા અનાજ પકાવીને ખાઓ લોકો હજી સરળ હોવાથી ધાન્ય અગ્નિમા નાખી જેમ કલ્પવૃક્ષ પાસે માગણી કરતા તેમ માગણી કરવા લાગ્યા પરંતુ અગ્નિ તેમને કાંઈ પાછુ આપતો નથી અને બધુ પોતે જ



પ્રભુ લોકોને કુંભારની કળા શીખવે છે

ખાઈ જાય છે એમ જાણી તેઓએ પ્રભુને ફરીયાદ કરી તે વખતે પ્રભુ હાથી ઉપર બેસીને બહાર ફરવા નીકળ્યા હતા લોકો પાસે લીલી માટી મગાવી હાથીના કુભસ્થળ ઉપર માટીના પિંડ મૂકી તેના વાસણ જેવો આકાર બનાવીને કહ્યુ કે આવા વાસણ બનાવી તેમા અનાજ શેકીને ખાઓ એટલે તે બળી જશે નહિ આ પ્રમાણે પ્રભુએ પ્રથમ કુભારની કળા શીખવી

ત્યાર પછી પ્રભુએ લોકોને ઘર બાધવાની ચિત્ર ચિત્રવાની, વણકરની તથા હજામની કળાઓ શીખવી તેમજ બીજા પણ અનેક ધધા લોકોને શીખવ્યા તે ઉપરાત પ્રભુએ પોતાના મોટા પુત્ર ભરતને બહોતેર કળાઓ શીખવી ભરતે તે કળાઓ પોતાના બીજા ભાઈઓ તથા પુત્રાદિકને શીખવી બાહુબલિને હસ્તી, અશ્વ ને સ્ત્રી-પુરૂષના લક્ષણો ઓળખવાની કળાઓ શીખવી બ્રાહ્મીને જમણા હાથથી અઢાર લિપિઓ શીખવી સુદરીને ડાબા હાથથી ગણિત શીખવ્યુ તેમજ આ માતા, આ પતિ, આ પુત્ર, આ ભાઈ, આ બહેન વગેરે વ્યવહાર લોકોને શીખવ્યો આ બધી પાપકારી ક્રિયાઓ છે તે છતા, લોકો ઉપરની અનુકપાથી પોતાનુ કર્તવ્ય છે એમ સમજીને પ્રભુએ શીખડાવી તે ઉપરાત પ્રભુએ રાજ્યની વ્યવસ્થા સારી રીતે ચાલે માટે શામ, દામ, ભેદ તથા દડ એ ચાર પ્રકારની નીતિ શરૂ કરી તેથી લોકો સુખ શાતિથી રહેવા લાગ્યા એની કરીને ગુજરાન ચલાવવા લાગ્યા અને હળીમળીને રહેવા લાગ્યા. એ પ્રમાણે રાજ્ય કરતા પ્રભુનો ઘણો કાળ ચાલ્યો ગયો

## પ્રકરણ બીજુ.

### પ્રભુને થએલો વરાગ્ય અને આપેલુ વર્ગ્ગીદાન તથા દીક્ષા

'આમે આબે કોયલ ટહુકતી,
ઉડતા કઈ રૂડા હંસ ને મોર રે ”

એવ મા વસત ઋતુ આવી પહોચી, તે વખતે સઘળી વનસ્પતિઓ નવા વસ્ત્ર ધારણ કર્યા હોય તેમ નવીન પત્રો, પુષ્પો અને ફળોથી શોભવા લાગી ઉદ્યાનોમા દરેક છોડવાઓ ઉપર જાત જાતના ફુલો ખીલ્યા હતા, અને તે પુષ્પો ઉપર રગ બેરગી પતગીયાઓ ઉડતા હતા, તેમજ ભમરાઓ ગુજારવ કરી રહ્યા હતા આબાઓ ઉપર મોર આવ્યો હતો અને તેના ઉપર બેસીને કોયલો મીઠા મીઠા ટહુકાઓ કરી રહી હતી પક્ષીઓ કલ્લોલ કરી રહ્યા હતા એ પ્રમાણે ઋતુરાજ–વસતનુ સામ્રાજ્ય ચારે બાજુ ફેલાઈ ગયું હતુ તે વખતે ધીમો ધીમો શીતળ પવન વાતો હતો જેમ યૌવન અવસ્થાથી સ્ત્રી પુરૂષો શોભે છે, તેમ વૃક્ષોથી ભરપુર ઉદ્યાનો વસત ઋતુથી શોભી રહ્યા હતા

એ પ્રમાણે જ્યા જુઓ ત્યા આખને આનદ આપતા લીલાછમ વૃક્ષો જણાતા હતા આવી વસત ઋતુના આગમન પ્રસગે પરિવારના અતિ આગ્રહથી શ્રી ઋષભદેવ ભગવાન વસતોત્સવ માણવા માટે સૌ પરિવાર સાથે ઉદ્યાનમા પધાર્યા

આ પ્રસગે વિનીતા નગરીના સર્વ લોકો પણ વસ

તોત્સવ માણવા માટે ઉદ્યાનમા એકઠા થયા હતા ઉદ્યાનમા મધ્ય ભાગમા ઝાડીની ઘટાની વચ્ચે એક સુદર મકાન આવેલુ હતુ તેની આસપાસ પાણીના ફૂવારા ઉડી રહ્યા હતા, અને લોકો ચારે તરફ અનેક પ્રકારના હાસ્ય વિનોદ કરી રહ્યા હતા કેટલીક સ્ત્રીઓ વિવિધ પ્રકારના ફૂલોની માળાઓ બનાવી પોતાના પતિના કઠમાં આરોપતી હતી કેટલેક ઠેકાણે દપતીઓ મરજી મુજબ ફરી રહ્યા હતા નાના બાળકો જુદી જુદી મનગમતી રમતો રમતા હતા અને કીલકીલાટ હાસ્ય કરી દિશાઓને ગજાવી રહ્યા હતા.

આ પ્રમાણે વસત ઋતુના પૂર બહારથી ખીલેલ ઉદ્યાનને વિષે અનેક સ્ત્રી પુરૂષો નિરકુશપણે વસત ઋતુનો આનદ ભોગવી રહ્યા છે તે જોઇને પ્રભુને વિચાર થયો કે આવી ક્રીડાઓ મે બીજે કોઇ સ્થાને જોઇ છે કે કેમ ? એ પ્રમાણે એકાગ્રતાથી વિચાર કરતા પોતે પૂર્વ ભવમા ભોગવેલા અનુત્તરવાસી દેવોના સુખો અવધિજ્ઞાનથી જાણ્યાં તે જાણીને વિશેષ વિચાર કરતા તેમના મોહના બધનો તૂટી ગયા

## પ્રભુની વૈરાગ્ય ભાવના

ત્યાર પછી શ્રી રૂષભદેવ પ્રભુ વિચારે છે કે “ આ વિષયથી અધ બનેલા મનુષ્યોને ધિક્કાર થાઓ જેઓ પોતાના આત્માનું હિત સમજતા નથી. જેઓ આ સસાર રૂપી કૂવામા પોતાના કર્મ વડે રેટની ઘટિકાઓના ન્યાયે ગમનાગમન કરે છે જેમ ઉઘતા માણસની રાત્રી ફોગટ પસાર થઇ જાય તેમ મોહાન્ધ પ્રાણીઓનો જન્મ ફોગટ ચાલ્યો જાય છે.

જેમ ઉંદરો ઉગતા વૃક્ષના મૂલને કાપી નાખે છે તેમ રાગ દ્વેષ અને મોહ રૂપી ઉંદરો પ્રાણીઓના ધર્મ રૂપ વૃક્ષને મૂલમાથી કાપી નાખે છે મૂર્ખ માણસો ક્રોધને વધારે છે પણ તેઓ જાણતા નથી કે ક્રોધ તેના વધારનારનેજ ભક્ષણ કરે છે નુકસાન કરે છે માન રૂપી હસ્તી ઉપર બેઠેલા લોકો મર્યાદાનુ ઉલ્લઘન કરીને કોઇનુ હીતકારક કહેવું ગણકારતા નથી હમેશા પીડા કરાવનારી માયાને લોકો ત્યજી શકતા નથી આકજાના પાણી વડે દૂધ મલીન થાય અને કાજળ વડે શ્વેત વસ્ત્ર મલીન થાય તેમ આત્માના નિર્મલ ગુણ સમુદાય લોભ વડે મલીન થાય છે"

"જ્યા સુધી ભવ રૂપી કેદખાનામા જેલર–ચોકીદારો સમાન કષાયો જાગતા હોય છે, ત્યા સુધી મનુષ્યોને મોક્ષ સુખો ક્યાથી પ્રાપ્ત થાય ? ભૂતના ઉપદ્રવવાળા મનુષ્યોની જેમ સ્રીમા આસક્ત થએલા મનુષ્યો પોતાનાજ નાશને જોઈ શકતા નથી ઔષધ પ્રયોગથી સિહને આરોગ્ય આપનાર જેમ પોતાનાજ નાશને નોતરે છે તેમ તે તે પ્રકારના સ્નિગ્ધ આહાર વડે શરીરને પુષ્ટ કરનાર પોતાનાજ નાશને નજીક લાવે છે જેમ ભ્રમર સુગન્ધની પાછળ ભમ્યા કરે છે, તેમ સુગન્ધમા લમ્પટ જીવ પણ કોઈ ઠેકાણે શાતિ મેળવતો નથી પ્રબલ વાત, પિત્ત અને કફ સરખા વિષયો વડે પ્રાણી ઓનુ જ્ઞાન રૂપી ચેતન્ય હુટાય છે માટે મોહમા ફસાએલા જીવોને ધિક્કાર થાઓ આ પ્રમાણે પ્રભુ અનેક પ્રકારે વૈરાગ્ય ભાવના લાવી રહ્યા છે"



ઉદ્યાનમાં વૈરાગ્ય ભાવનાવાળા પ્રભુને નવ લોકાંતિક દેવો 'ધર્મ તીર્થ પ્રવર્તાવવાની' વિનંતિ કરે છે

લોકાંતિક દેવોનુ આગમન

' લોકાંતિક સુર વિનવે શાસન સ્થાપો નાથ
દાન સંવત્સરી આપીને સાધો શિવપુર સાથ.

તે વખતે પ્રભુનો દીક્ષા સમય નજીક આવ્યો છે એવુ જાણીને પોતાનો આચાર સાચવવાને માટે સારસ્વતાદિ નવ લોકાંતિક દેવોએ પ્રભુ પાસે આવીને મસ્તક નમાવી અંજલિ જોડીને આ પ્રમાણે વિનતિ કરી –"હે પ્રભુ! જેમ નષ્ટ થઈ ગએલો વ્યવહાર માર્ગ તમોએ લોકોને દેખાડયો, તેમ ભરત ક્ષેત્રમા નાશ પામી ગએલ ધર્મ તીર્થને પ્રવર્તાવી મોક્ષમાર્ગ પ્રજાને બતાવો અને તેના વડે ભવ્ય જીવોને મોક્ષમાર્ગમા જોડો અથવા હવે આપને દીક્ષા લેવાનો અવસર નજીક આવ્યો છે તે જણાવવાને અમે આવ્યા છીએ." એ પ્રમાણે કહીને તેઓ પ્રભુને વદી પોત પોતાને સ્થાને ગયા તે વખતે દીક્ષા લેવાની ઈચ્છાવાળા પ્રભુ પણ તે સ્થાનેથી પોતાના રાજમહેલે આવ્યા

## પ્રભુ પોતાના પરિવારને પોતાનો દીક્ષા લેવાનો વિચાર જણાવે છે

ત્યાર પછી પ્રભુએ પોતાના સામતો વગેરેને તથા ભરત, બાહુબલિ વગેરે પોતાના પુત્રોને બોલાવ્યા પછી પ્રભુએ તેમને જણાવ્યુ કે "હવે હુ સયમ-દીક્ષા લેવાનો છુ માટે હવેથી ભરતને રાજ્યની લગામ લેવાનુ જણાવુ છુ'

પ્રભુની વાણી સાભળીને ભરતે ગદ્દગદ્ સ્વરે અંજલિ જોડીને કહ્યુ કે "હે પિતાજી! આપના ચરણકમલમા આળોટતા મને જે સુખ મળે છે તે રત્નના સિંહાસન ઉપર બેસવાથી મળવાનુ નથી આપની આગળ પગે દોડતા મને જે સુખ મળે છે તે સુખ ગજેન્દ્ર ઉપર બેસવાથી મળવાનુ નથી તમારા વિરહથી રાજ્યની પ્રાપ્તિ શા કામની? તમારી સેવાના સુખ આગળ રાજ્યસુખ બિન્દુ માત્ર છે"

ભરતના ભક્તિયુક્ત વચનો સાભળીને પ્રભુએ તેને જણાવ્યુ કે "હેવત્સ ! અમે રાજ્યનો ત્યાગ કરીએ અને બીજો કોઈ રાજા ન હોય તો પૃથ્વી ઉપર પ્રજા સ્વચ્છદી બને અને 'મત્સ્યગળાગળન્યાયથી'-જેમ સમુદ્રમા મોટુ માછલુ નાના માછલાને ગળી જાય છે તેમ બળવાન નબળાનો નાશ કરે, માટે તારે રાજા થઈને આ પૃથ્વીનુ પાલન કરવુ તુ આજ્ઞાનુ પાલન કરનાર છે, અને અમારી આ તને આજ્ઞા છે માટે તારે અમારૂ વચન પાળવુ જોઇએ "

## ભરતનો રાજ્યાભિષેક

પ્રભુના વચનો સાભળી પ્રભુની આજ્ઞાને આધિન થઈને દુ:ખી હૃદયે ભરતે વિનયથી નમીને સિંહાસનને શોભાવ્યુ ત્યાર પછી પ્રભુની આજ્ઞાથી પ્રભુને જેમ ઈન્દ્રો વગેરેએ આવીને રાજ્યાભિષેક કર્યો હતો તેમ મત્રીઓ, સામતો તથા સેનાપતિઓએ ભરતનો રાજ્યાભિષેક કર્યો તે વખતે મુગટ છત્ર, ચામર વગેરે રાજચિન્હોથી ભરત રાજા અધિક શોભવા લાગ્યા.

ત્યાર પછી પ્રભુએ બાહુબલિકુમારને બહુલી દેશમા આવેલ તક્ષશિલાનુ, તેમજ પોતાના બીજા પુત્રોને પણ જુદા જુદા દેશો આપીને પોતાનું રાજ્ય વહેચી આપ્યુ રાજાઓએ પોતપોતાના નામ ઉપરથી પોતાના દેશના નામ પાડયા જેમકે-શ્રી રૂષભદેવપ્રભુના પુત્ર સુરાષ્ટ્રકુમારના નામ ઉપરથી તે દેશનુ સુરાષ્ટ્ર-સૌરાષ્ટ્ર દેશ નામ પ્રસિદ્ધ થયુ તેવીજ રીતે અવતિકુમારના નામ ઉપરથી અવતિ દેશ નામ પડ્યુ અને તે અવતિ દેશ હાલમા માલવાના નામથી ઓળખાય છે

## પ્રભુએ આપેલુ સાવત્સરિક દાન

સયમના અભિલાષી પ્રભુએ કલ્પવૃક્ષની જેમ સાવત્સરિક દાન આપવાનુ શરૂ કર્યું 'જેને જેટલા ધનની જરૂર હોય તેટલુ દાન પ્રભુ આપશે' એ પ્રમાણે ચૌટા, ચોક અને શેરીઓમા પ્રભુએ ઘોષણા કરાવી

તે વખતે ઇન્દ્રના આદેશ પામેલા કુબેરની પ્રેરણાથી જૃભક જાતીના દેવો લાબા કાલથી જેના સ્વામી નાશ પામી ગયા હોય તેવુ, ગિરિની ગુફા વગેરેમા રહેલુ, શ્મશાનાદિમા દાટેલુ, તથા ઘરોમા દાટેલુ સોનું રૂપુ રત્ન વગેરે ધન લાવીને પ્રભુના ઘરમા મૂકતા હતા

પ્રભુ પણ સૂર્યોદયથી ભોજન કાલ સુધીમા એટલે એક પ્રહર સુધીમા દરરોજ એક ક્રોડ ને આઠ લાખ સુવર્ણનુ દાન આપતા હતા એક વર્ષમા પ્રભુએ સર્વ મલીને ત્રણસો અઠયાસી ક્રોડ, અને એંસી લાખ સુવર્ણનુ દાન આપ્યુ

પ્રભુ ઇચ્છા પ્રમાણે સૌને દાન આપતા હતા તો પણ પ્રભુની દીક્ષા જાણીને સસાર ઉપર વૈરાગ્યવાળા લોકો પણ થોડુ—શેષ જેટલુ ધન ગ્રહણ કરતા હતા અધિક ધન લેતા નહોતા. આ પ્રમાણે દાન આપતા પ્રભુને બરોબર બાર મહિના પસાર થઇ ગયા

શ્રી જિનેશ્વરપ્રભુના પિતાના નામથી અકિત અને સાવત્સરિક દાનને યોગ્ય એવા સોનૈયાવડે જિનેશ્વરપ્રભુના ભડારો દેવો પુરે છે, ઇન્દ્રો પણ પ્રભુના હાથે અપાતુ દાન ગ્રહણ કરે છે, કારણકે—તે દાનના પ્રભાવથી દેવલોકમા પણ બાર વર્ષ સુધી કોઈ પ્રકારનો કલેશ ન થાય, મોટા ચક્રવર્તી વિગેરે પણ પોતાનો ભડાર અક્ષય કરવા માટે તે

ગ્રહણ કરે છે, સુખી સદ્‌ગૃહસ્થો પોતાની યશ કીર્તિની વૃદ્ધિ માટે અને રોગી પુરૂષો પોતાના મૂળ રોગની હાનિ થાય માટે તેમજ બાર વર્ષ સુધી દાન લેનારને નવો રોગ ઉત્પન ન થાય માટે એ મહાપ્રભાવવાળુ દાન સૌ ગ્રહણ કરે છે વધારે શુ કહેવુ ? ભવ્ય જીવોજ આ દાન મેળવી શકે છે



શ્રી ઋષભદેવ પ્રભુ વરસીદાન આપે છે

મમ જાવી પરિવારને માતાને બહુ વાર,
તૈયારો કરી સ્વામીએ લેવા સંયમભાર

## ઈન્દ્રનુ આગમન અને પ્રભુનો દીક્ષોત્સવ

વાર્ષિક દાનના અંત સમયે આસન ચલાયમાન થવાથી ઈન્દ્રો ભક્તિભાવથી પરિવાર સાથે પ્રભુ પાસે આવ્યા પછી રાજ્યાભિષેકની જેમ હાથમા જળ ભરેલા ઘડાવાળા દેવો સાથે ઈન્દ્રે દીક્ષા-ઉત્સવનો અભિષેક કર્યો ત્યાર પછી પ્રભુને દિવ્ય અલંકાર અને વસ્ત્રો ધારણ કરાવ્યા

'દીક્ષા મહોત્સવનો વરઘોડો સુન્દર ને શ્રીકાર
સ્વામી સુદર્શન શિબિના શોભે દેવદેવી નન નાર '

પછી ઈન્દ્રે દેવ વિમાન જેવી સુદર્શના નામની સુંદર શિબિકા-પાલખી બનાવી પ્રભુ તે શિબિકામા બેઠા પ્રથમ મનુષ્યોએ અને પછી દેવોએ પુણ્યના ભાર સરખી તે શિબિકા ઉપાડી

તે વખતે દેવો અને અસુરોએ મંગલ વાજિંત્રો વગાડવા માંડયા તેના શબ્દથી દિશાઓ ગાજી ઉઠી પ્રભુની બે બાજુએ દેવતાઓ ચામર વીંઝવા લાગ્યા મનુષ્યો અને દેવોએ 'જય જય' શબ્દ કર્યો શિબિનામા બેઠેલા પ્રભુ વિમાનમા રહેલી શાશ્વતી પ્રતિમા જેવા સુંદર શોભતા હતા

## પ્રભુનો વરઘોડો જોવા આવેલા નગરવાસીઓ

પ્રભુને આવતા જોઇને કેટલાક લોકો, બાળકો પિતાની પાછળ દોડે તેમ પ્રભુની પાછળ દોડતા હતા

કેટલાક પ્રભુને દૂરથી જોઈ શકાય માટે વૃક્ષો ઉપર ચઢી ગયા, તે જાણે મયૂરો મેઘને દૂરથી જોવાને વૃક્ષ ઉપર ચઢયા હોય તેવા લાગતા હતા

કેટલાક લોકો સૂર્યના પ્રચ ડ તાપને પણ ચ દ્રના તાપ જેવો માનતા રાજમાર્ગોને વિષે એકઠા થયા

કેટલાક પ્રભુને જોવામા વિલ બ ન થાય માટે ઘોડા ઉપર બેસીને માર્ગમા વેગથી દોડવા લાગ્યા

કેટલાક લોકો પ્રભુને જોવાને માટે લોકોના ટોળાની અ દર પેસીને માર્ગ કરવા લાગ્યા ત્રિભુવનેશ્વરને જોવાને વેગથી આવતી કેટલીક લલના-સ્ત્રીઓના હાર તૂટી ગયા

કેટલીક સ્ત્રીઓ કેડ ઉપર બાળકોને તેડીને પ્રભુના માર્ગમા ઉભી રહી

કેટલીક શરીરના ભારથી નમી ગએલી સ્ત્રીઓ સખીની ભુજાનુ અવલ બન કરીને આવતી હતી

કેટલીક લલના-સ્ત્રીઓ પ્રભુના દર્શનમાં વિલ બ કરાવનાર પોતાના ભારે શરીરની નિ દા કરતી હતી

કેટલીક ચપલાઓ પ્રભુ તરફ ધાણી તેમજ લાજ-એક જાતના ચોખા ફે કતી હતી, તે જાણે પોતાના પુણ્ય બીજને વાવતી હોય તેવી જણાતી હતી

કેટલીક અ ગના-સ્ત્રીઓ તમે લાંબો કાળ જીવો, તમે લાંબો કાળ આન દ પામો વગેરે આશીર્વચનો બોલતી હતી

આ વખતે ચપલાક્ષી છતા પણ પ્રભુને જોવામા લીન થએલી નગરની સ્ત્રીઓ નિશ્ચલાક્ષી જેવી લાગતી હતી.

## સિદ્ધાર્થ ઉદ્યાનમા પ્રભુનુ આગમન અને સ્વય દીક્ષા

એ પ્રમાણે નગરવાસીઓથી જોવાતા પ્રભુનો વરઘોડો આગળ ચાલી રહ્યો છે વિમાનમા બેસીને આવેલા દેવોથી આકાશ છવાઈ રહ્યુ છે વરઘોડામા ભરત અને બાહુબલિ પ્રભુની બને બાજુએ ચાલી રહ્યા છે બીજા અઠ્ઠાણુ પુત્રો પ્રભુની પાછળ ચાલે છે પછી મરૂદેવા માતા, સુનદા અને સુમગલા એ બને પત્નીઓ, બ્રાહ્મી અને સુદરી એ બે પુત્રીઓ ચાલે છે દેવ દેવીઓ તથા પ્રજાજનો પણ પાછળ ચાલે છે

એ રીતે પ્રભુનો દીક્ષાનો વરઘોડો ચાલી રહ્યો છે આ વરઘોડાનો ઠાઠ કોઈ અનેરો છે, તેનુ શુ વર્ણન કરીએ ? કારણકે ઇન્દ્રોએ આ વરઘોડાને શણગારવામા કાઈ કમીના રાખી નહોતી કીડીઓ ઉભરાય તેમ આજે વિનીતા નગરીમા દેવ દેવીઓ તથા માણસો ઉભરાયા હતા પછી વરઘોડા સાથે પ્રભુ સિદ્ધાર્થ નામે ઉદ્યાનમા આવી પહોચ્યા શિબિકામાથી ઉતરીને ત્યા અશોક વૃક્ષની નીચે આવીને પ્રભુએ વસ્રાલ-કારોનો ત્યાગ કર્યો તે વખતે ઈન્દ્રે દેવદુષ્ય વસ્ર પ્રભુના સ્કધ ઉપર મૂક્યુ

આ ચૈત્ર માસની વદ આઠમનો (ગુજરાતી ફાગણ વદ આઠમનો) દિવસ હતો દિવસના પાછલા પહોરે ઉત્તરાષાઢા નક્ષત્રનો ચદ્ર સાથે યોગ થતા અને મનુષ્યોની સમક્ષ જાણે ચાર દિશાઓને



સિદ્ધાર્થ ઉદ્યાનમાં પ્રભુ સ્વયં દીક્ષા લેતાં લોચ કરે છે અને ઇન્દ્ર મહારાજ

આપતા હોય તેમ ચાર મુષ્ઠિ—મુઠીથી લોચ કર્યો પાચમી મુષ્ઠિયો લોચ કરતા ઇન્દ્રે પ્રભુને વિનતિ કરી કે "આપના સુવર્ણકાંતિ સરખા ખભા ઉપર મરકત મણિની જેમ શોભતા

આટલા કેશ રહેવા દ્યો” તે વખતે પ્રભુએ પણ ઈદ્રની વિનતિનો સ્વીકાર કરી પાછલના ભાગના થોડા-એક મુઠી કેશ રહેવા દીધા કારણકે 'સ્વામી-મોટાઓ પણ પોતાના એકાત ભકતની આગણીનુ ખડન કરતા નથી'

પ્રભુએ લોચ કરેલા કેશને સૌધર્મેન્દ્રે પોતાના વસ્ત્રના છેડામા બાધી લીધા, પછી તે કેશને તેમણે પોતેજ ક્ષીર સમુદ્રમા પધરાવ્યા ઇન્દ્ર મહારાજે ત્યાર પછી હાથની સ જ્ઞાથી વાજિત્રો વાગતા બધ કરાવ્યા

છટ્ઠના તપસ્વી પ્રભુએ તે વખતે 'नमो सिद्धाण' પદથી સિદ્ધ ભગવતોને નમસ્કાર કરીને "करेमि सामाइय सव्व सावज्ज जोग पच्चक्खामि०" એટલે 'સર્વ સાવદ્ય વ્યાપારોનુ હુ પ્રત્યાખ્યાન કરૂ છુ' એમ કહીને સર્વ વિરતિ સયમ અગીકાર કર્યું આ વખતે નારકના જીવોને પણ ક્ષણવાર સુખનો અનુભવ થયો ઇન્દ્રે તથા દેવોએ પ્રભુની સ્તુતિ કરતા જણાવ્યું કે –"હે પ્રભુ! તમો સર્વ જીવોને અભયદાન આપનારા છો અસત્ય અને ચોરીનો તમોએ સર્વથા ત્યાગ કર્યો છે તમોએ સપૂર્ણ બ્રહ્મચર્ય ગ્રહણ કર્યું છે, તેમજ પરિગ્રહનો ત્યાગ કર્યો છે, આ સર્વ ગુણવાળા આપની સ્તુતિ કયા શબ્દોમા કરવી! અમે આપને ક્રોડ ક્રોડ વાર વદન કરીએ છીએ" એ પ્રમાણે સ્તુતિ કરી ઇન્દ્રો વગેરે નદીશ્વર દ્વીપે મહોત્સવ કરવા ગયા ત્યાથી સર્વે દેવ સ્વસ્થાને ગયા

આ વખતે પ્રભુને સજ્ઞી પચેન્દ્રિય જીવોના

ભાવને જણાવનારૂ ચોથુ મન પર્યવજ્ઞાન ઉત્પન્ન થયું દરેક તીર્થંકર ભગવતો મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન એ ત્રણ જ્ઞાન સાથે લઇને જ જન્મે-ઉત્પન્ન થાય છે અને દીક્ષા લે



સ્વય દીક્ષા લઇને પ્રભુ શ્રી ઋષભદેવે અન્ય સ્થને વિહાર કર્યો

તે જ વખતે ચોથુ મન પર્યવજ્ઞાન તેમને ઉત્પન્ન થાય છે

પ્રભુએ દીક્ષા લીધી ત્યારે પ્રભુના વિરહને સહન નહિ કરી શક્તા કચ્છ, મહાકચ્છ, પ્રસેનજિત વગેરે ચાર હજાર જણાઓએ પણ 'પ્રભુની ગતિ તેજ અમારી ગતિ' એમ વિચારીને ભરતેશ્વર વગેરેએ વાર્યા છતા પણ પ્રભુ સાથે દીક્ષા લીધી સેવક સ્વામીને અનુસરે તે યોગ્ય છે

ત્યાર પછી ભગવત ત્યાથી વિહાર કરી બીજા ગામ તરફ પધાર્યા તેમની પાછળ બીજા સાધુઓ પણ ચાલ્યા અને તેઓ એક ગામ પાસે આવી પહોચ્યા

## પ્રકરણ ત્રીજુ

## તાપસોની ઉત્પત્તિ

પ્રભુની સાથે કચ્છ મહાકચ્છ વગેરે દીક્ષિત થએલા-ઓએ પણ વિહાર કર્યો. પારણાને દિવસે ગોચરી માટે ફરતા પ્રભુને કોઈ ઠેકાણેથી આહાર મળ્યો નહિ કારણકે તે કાલે લોકો ભિક્ષા આપવાનો વિધિ બીલકુલ જાણતા નહોતા લોકો તો ભગવાનને પ્રથમની જેમ રાજા સમજી હાથી, ઘોડા રત્ન વગેરે ભેટ આપતા હતા, પરતુ તેઓ પ્રભુને આહારની ભિક્ષા જોઇએ છે તે સમજતા નહોતા પ્રભુ તો ભિક્ષા ન મળવા છતા પણ દીનતા ધારણ કરતા નથી એ પ્રમાણે ભિક્ષા વિના એક પછી એક દિવસો પસાર થવા લાગ્યા

## પ્રભુની સાથે દીક્ષા લેનારાઓ કચ્છ મહાકચ્છને પોતાની મુસીબતો જણાવે છે

હવે ભિક્ષા નહિં મળવાથી ભૂખ અને તરસથી પીડાતા, તત્ત્વને નહિ જાણનારા તે ચાર હજાર તપસ્વીઓ વિચાર કરવા લાગ્યા કે "પ્રભુ તો સ્વાદિષ્ટ ફળને પણ કિંપાક[1] જેવા ગણીને ખાતા નથી મીઠું પાણી પણ પીતા નથી શરીરની કોઈ જાતની સેવા કરતા નથી સ્નાન કરતા નથી, વિલેપન કરતા નથી તેમજ વસ્ત્રાલંકાર પણ ધારણ કરતા નથી મસ્તકને વિષે સૂર્યના તાપને નિરંતર સહન કરે છે શયન વગેરે નથી કરતા તો પણ થાકી જતા નથી હસ્તીની જેમ ટાઢ અને તાપથી ક્લેશ પામતા નથી, ક્ષુધા-ભુખને ગણકારતા નથી તરસને તો જાણે જાણતાજ નથી વૈરવાળા ક્ષત્રિયની જેમ નિદ્રા પણ લેતા નથી આપણે તેમના અનુચર-સેવક થયા છીએ છતા આપણા સામે પણ જોતા નથી તો કથાની તો શી વાત કરવી ? પુત્ર સ્ત્રી વગેરે પરિવાર વિનાના છે છતા પણ તેઓ નિરંતર ચિત્તમા શું ચિન્તવન કરે છે ? તે પણ આપણાથી સમજી શકાતું નથી "

## તે મુનિઓ પ્રભુની અને પોતાની સરખામણી કરે છે.

આવો વિચાર કરીને ભૂખ અને તરસથી પીડાતા તે મુનિઓ પોતાના આગેવાન કચ્છ અને મહાકચ્છ પાસે આવીને આ પ્રમાણે કહેવા લાગ્યા -"ક્ષુધાને જિતનાર પ્રભુ કયા ?

[1] કિંપાકના ફલ ખાવામાં સ્વાદિષ્ટ હોય છે પણ તે ઝેરી હોય છે

અને અજ્ઞના કીડા સરખા આપણે કયા? આપણાથી આ ભૂખ સહન કરી શકાતી નથી"

"તરસને જિતનાર પ્રભુ કયા? અને જળના દેડકા સમાન આપણે કયા? આપણાથી આ તરસનુ દુ ખ સહન કરી શકાતુ નથી"

"તાપને સહન કરનાર આ પ્રભુ કયા? અને છાયડાની ઇચ્છાવાળા માકણ સરખા આપણે કયા? આપણાથી તડકો સહન થઈ શકતો નથી"

"ટાઢને નહિ ગણકારનાર પ્રભુ કયા? અને ટાઢથી કપતા શરીરવાળા આપણે કયા? આ ટાઢનુ દુ ખ આપણાથી સહન કરાય તેમ નથી"

"નિદ્રાને જિતનાર પ્રભુ કયા? અને નિદ્રાળુ આપણે કયા? હમેશા એક સ્થળે નહિ રહેનાર પ્રભુ ક્યા? અને આસન ઉપર બેસી રહેવાની ઇચ્છાવાળા આપણે કયા?"

"આપણે પ્રભુજીની પાછળ વગર વિચારે વ્રત લીધુ તે તો સમુદ્ર ઓળગવાને ગરૂડની પાછળ કાગડા દોડે તેના જેવુ કર્યું છે"

"હવે શું આપણે જીવન માટે આપણાં રાજ્યો ગ્રહણ કરીશુ? અરે તે તો ભરતે ગ્રહણ કરી લીધા છે, હવે કયા જવુ? અથવા આપણે જીવિકા માટે ભરત પાસે જઇએ સ્વામીને છોડીને ત્યા જવામા તો ભય રહેલો છે હે આર્યો! કાર્ય કરવામા સુ ઝાઈ ગએલા અમને કાર્ય બતાવો

કોઇ રસ્તો કાઢો પહેલા પણ તમે અમને મુશ્કેલીમા માર્ગ બતાવતા હતા તો હાલ પણ અમને યોગ્ય માર્ગ તમેજ બતાવો ”

## કચ્છ મહાકચ્છથી શરૂ થએલા તાપસ પ્રવૃત્તિ

ઉપર પ્રમાણેની તે તપસ્વીઓની માગણી સાભળીને કચ્છ મહાકચ્છે તેમને જવાબમા જણાવ્યું કે-“જો સ્વયંભૂરમણ નામે સૌથી મોટા સમુદ્રનો પાર પામી શકાય તો પ્રભુના હૃદયના ભાવને જાણી શકાય પહેલા પણ આપણે તો પ્રભુ કહેતા તે પ્રમાણે કરતા હતા પરંતુ હાલમા તો પ્રભુ મૌન ધારણ કરીને રહ્યા છે તેથી કાઇ પણ આદેશ કરતા નથી માટે જેમ તમે કાઈ જાણતા નથી તેમ અમે પણ કાઈ જાણતા નથી માટે આપણા બધાની સરખી ગતિ છે, તેથી તમેજ કહો કે આપણે હવે શુ કરવુ ?

ત્યાર પછી તે સર્વેએ સાથે બેસીને વિચાર કર્યો કે તજી દીધેલા રાજ્યને ફરીથી લેવા માટે ભરત પાસે જવુ કોઇ રીતે યોગ્ય નથી તેમજ આપણાથી પ્રભુના માર્ગે પણ ચાલી શકાય તેમ નથી, તેથી આપણી સ્થિતિ તો ધોબીના કુતરા જેવી થઇ છે

ત્યાર પછી તે બધા એક વિચારના થઈને ગગા નદીના કાંઠે આવેલા વનમા ગયા અને ત્યા ઈચ્છા મુજબ ફળાદિ, વગેરેનો આહાર કરવા લાગ્યા, ત્યારથી જટાને ધારણ કરનાર વનવાસી તાપસોની આ પૃથ્વી ઉપર પ્રથમ ઉત્પત્તિ થઈ છે



જટાધારી તાપસો વનમા મરજી મુજબ ફળાદિ વગેરેનો આહાર કરે છે

## પ્રકરણ ચોથુ

### વિદ્યાધરોની ઉત્પત્તિ

તાપસ માર્ગની પ્રવૃત્તિની શરૂઆત કરનાર કચ્છ-મહાકચ્છને નમિ તથા વિનમિ નામના પુત્રો હતા પ્રભુએ દીક્ષા લીધા પહેલા આ બને ભાઈઓને કોઈ કામ પ્રસંગે દૂર દેશમા મોકલ્યા હતા તેઓ ત્યાથી પાછા આવતા હતા ત્યારે વનમા તેમને તાપસ વેશમા રહેલા તેમના પિતાનો-કચ્છ મહાકચ્છનો મેલાપ થયો

### પિતાને જોઈને નમિ વિનમિને આવેલા વિચારો

જ્યારે નમિ વિનમિએ તેમના પિતા કચ્છ મહાકચ્છને જોયા ત્યારે તેઓ તાપસ વેશમા હતા પિતાનો આવો વેશ જોઈને તે બને ભાઈઓ વિચારવા લાગ્યા કે "ઋષભદેવ સરખા સ્વામી છતા આપણા પિતાની જગલી જેવી દશા શાથી થઈ હશે ? તેઓના બારીક વસ્ત્ર, અગરાગ, પુષ્પમાળાવાળો કેશ કલાપ અને હાથી ઉપર બેસીને કરાતી સવારી કયા અને પૃથ્વીની ધૂળ, લાબી જટા અને પગની મુસાફરી કયા ચાલો જઈને પિતાનેજ પૂછી જોઈએ"

### કચ્છ મહાકચ્છ પ્રભુની દીક્ષા વગેરેની હકીકત નમિ-વિનમિને જણાવે છે —

આવો વિચાર કરી બને જણાએ પિતા પાસે આવી પ્રણામ કર્યો, તે પછી આપની આવી દશા શાથી થઈ છે

એ પ્રમાણે પિતાને પૂછયું, તે વખતે કચ્છ મહાકચ્છે જણાવ્યું કે "ઋષભદેવ પ્રભુએ તો રાજ્યપાટ છોડી દઈને દીક્ષા લીધી છે રાજ્યગાદી ભરતને આપી છે તથા બાકીના દેશો પણ બાહુબલિ વગેરેને વહેંચી આપ્યા છે અમે પણ પ્રભુની પાછળ ભરત રાજા વિગેરેએ વાર્યા છતા વગર વિચારે દીક્ષા લીધી પરતુ અમારાથી તો ભૂખ, તરસ, ટાઢ, તડકો સહન થઈ શક્યો નહિ. જેમ ગધેડા અથવા ખચ્ચર પોતાના ઉપરનો બોજો થાકી જઈને નાખી દે તેમ દીક્ષાથી થાકી ગએલા અમોએ દીક્ષા-મતનો ત્યાગ કર્યો પરતુ તજી દીધેલો ગૃહવાસ ફરીથી કેમ સ્વીકારાય? એવા વિચારથી અમે તાપસ થઈને આ વનમા રહીએ છીએ, અને ફળફળાદિ ખાઈને જીવનનિર્વાહ ચલાવીએ છીએ" પિતાની વાત સાભળી નમિ વિનમિએ કચ્છ-મહાકચ્છ પાસે શ્રી ઋષભદેવ પ્રભુજી કયા છે વિગેર સમાચાર પૂછયા

### નમિ વિનમિ પ્રભુ પાસે આવીને રાજ્યનો ભાગ માગે છે

પિતાની વાત સાભળીને નમિ વિનમિ 'અમે પણ પ્રભુ પાસે જઈને રાજ્યભાગની માગણી કરીએ' એમ કહીને પિતાને પ્રણામ કરીને પ્રભુ પાસે આવ્યા

પ્રભુએ રાજપાટ વગેરે સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યો છે એવુ નહિ જાણતા તે બન્ને કુમારો ધ્યાનમા રહેલા પ્રભુજીને પ્રણામ કરીને વિનતિ કરવા લાગ્યા —

"હે વિભુ[1] અમને બન્નેને દૂર દેશાતર મોકલીને ભરત ... પુત્રોને દેશો વહેંચી આપ્યા ને અમ...

પણ જમીન કેમ આપી નથી? તે વખતે અમે નહોતા માટે ન આપી તો હવે અમે આવ્યા છીએ માટે કૃપા કરીને આપો"

"હે પ્રભુ! અમારાથી કયો અપરાધ કરાયો છે કે



નમિ વિનમિ પ્રભુની સેવાભક્તિ કરે છે

જેથી જમીનની વાત તો દૂર રહી, પરંતુ કાંઈ જવાબ પણ આપતા નથી ?"

આ પ્રમાણે તે બનેએ કહેવા છતા જ્યારે પ્રભુએ કાઇ જવાબ ન આપ્યો, ત્યારે તે બંનેએ વિચાર કર્યો કે ભલે કે સ્વામી બોલતા નથી, તો પણ તેમનો જ આપણને આશરો છે એવો નિશ્ચય કરીને તે બને પ્રભુની સેવા કરવા લાગ્યા

## નમિ વિનમિની ભક્તિથી પ્રસન્ન થએલા ધરણેન્દ્ર

"રાજ્ય ભાગ લેવાને આવે નમિ વિનમિ બે કુમાર
પુષ્પ બિછાવી જલ છંટાવી કરે સેવા અસિધાર"

પ્રભુના નજીકના ભાગની રજને શાંત કરવાને તેઓ પાણી લાવીને છાંટવા લાગ્યા સુગંધી પુષ્પો લાવીને પ્રભુની આગળ પાથરવા લાગ્યા, વળી ખુલ્લી તરવારો સાથે પ્રભુની બંને બાજુએ ઉભા રહીને પહેરો ભરવા લાગ્યા તથા ત્રણ સંધ્યાસમયે પ્રભુને નમીને અંજલિ જોડીને 'અમને રાજ્ય ભાગ આપો' એ પ્રમાણે માગણી કરવા લાગ્યા

એ પ્રમાણે કેટલાક દિવસો ચાલ્યા ગયા, તેટલામા નાગકુમાર દેવોનો અધિપતિ ધરણેન્દ્ર પ્રભુને વંદન કરવા આવ્યા તે વખતે નાગરાજે તે બંનેને પ્રભુની સેવા કરતા તથા બાળકની જેમ સરળ ભાવે રાજ્યની માગણી કરતા જેયા

આશ્ચર્ય પામેલા ધરણેન્દ્રે તેમને પૂછ્યુ કે "તમે કોણ છો ? પ્રભુ પાસે આગ્રહ પૂર્વક શેની માગણી કરો છો ? પ્રભુએ

એક વર્ષ સુધી સાંવત્સરિક દાન દીધુ તે વખતે તમે ક્યા ગયા હતા ? હાલમા તો સ્વામી સર્વ પરિગ્રહનો ત્યાગ કરીને મમતા રહિતપણે વર્તે છે તેઓ તો રોષ અને તોષથી (રાગદ્વેષથી) રહિત છે પોતાના શરીર ઉપર પણ તેમને અમત્વ–મમતા ભાવ નથી ”

એ પ્રમાણે ધરણેન્દ્રના પ્રશ્નો સાંભળીને તે બને કુમારોએ વિચાર્યુ કે આ કોઈ પ્રભુનો ભક્ત જણાય છે માટે આપણી હકીકત તેને જણાવીએ આવુ વિચારી તે બન્ને બોલ્યા કે “ અમે બને એમના સેવક છીએ તેઓ અમારા સ્વામી છે તેમણે પુત્રોને રાજ્ય વહેચીને આપ્યુ, તે પહેલા અમને આજ્ઞા કરીને દૂર દેશમા મોકલ્યા હતા. ભલે તેમણે સર્વસ્વ આપી દીધુ, તે જ અમને રાજ્ય આપશે સેવકોએ સ્વામી પાસે છે ઽ નહિ તેની ચિન્તા શા માટે કરવી ? સેવકોએ તો સ્વામીની સેવા જ કરવી ઉચિત છે ”

તે વખતે ધરણેન્દ્રે કહ્યુ કે “ તમે બને ભરત રાજા પાસે જઈને રાજ્યની માગણી કરો કારણ કે તે પણ પ્રભુના જ પુત્ર છે માટે તમને જરૂર રાજ્ય ભાગ આપશે ”

ધરણેન્દ્રના વચન સાભળીને બન્ને કુમારોએ કહ્યુ કે “ વિશ્વના સ્વામીને પામીને હવે બીજો સ્વામી કોણ કરે ? કલ્પવૃક્ષ મેળવીને કેરડાને કોણ સેવે ? અમે તો પ્રભુ સિવાય બીજા કોઇ પાસે માગવાના નથી મળવાનુ હશે તો આ સ્વામી પાસેથી મળશે ”

## તુષ્ટમાન ધરણેન્દ્ર નમિ વિનમિને વિદ્યાધરોના અધિપતિ બનાવે છે

બને કુમારોનો જવાબ સાભળીને તથા પ્રભુ ઉપરની તેમની અડગ શ્રદ્ધા તથા ભક્તિ જોઈને ધરણેન્દ્ર ઘણા સતોષ પામ્યા તેથી પ્રસન્ન થએલા ધરણેન્દ્રે કહ્યુ કે "હુ નાગકુમાર દેવોનો અધિપતિ-ઇન્દ્ર છુ અને પ્રભુનો સેવક છુ તમે બને મહાસત્ત્વશાળી છો પ્રમુ સિવાય બીજાની સેવા નહિ કરવાની તમારી પ્રતિજ્ઞા ઘણી ઉત્તમ છે આ ત્રણ ભુવનના સ્વામીની સેવાથી ખેચાએલી સમ્પત્તિઓ પોતાની મેળે નજીક આવે છે એમની સેવા કરવાથી કઈ લક્ષ્મી પ્રાપ્ત નથી થતી ?"

એ પ્રમાણે કહીને ધરણેન્દ્રે કહ્યુ કે "**જેવા તમે પ્રભુના સેવક છો તેવો હુ પણ પ્રભુનો સેવક છુ** આ તમારી સેવાના ફલ રૂપે હુ તમને વિદ્યાધરોનુ અધિપતિ પદ આપુ છુ પરતુ તે તમને સ્વામીની સેવાથી જ મળ્યું છે એમ માનજો "

ત્યાર પછી ધરણેન્દ્રે ગૌરી પ્રજ્ઞપ્તિ વગેરે અડતાલીસ હજાર વિદ્યાઓ તેમને આપી. તે વિદ્યાઓ પાઠ કરવા માત્રથી સિદ્ધ થાય તેવી હતી પછી ધરણેન્દ્રે કહ્યુ કે "અહી થી તમે બને વૈતાઢ્ય પર્વત ઉપર જાઓ તે પર્વત ઉપર આવેલી ઉત્તર દક્ષિણની બે શ્રેણિઓને વિષે નગરો વસાવીને સુખપૂર્વક તમે ત્યા અખડ રાજ્ય કરો "

પછી ભગવતને નમીને ધરણેન્દ્રે પુષ્પક નામના વિમાન

બનાવ્યું અને ધરણેન્દ્ર સાથે તેઓ વિમાનમા બેઠા સ્વામીની સેવાના ફળ રૂપે મળેલી તે નવી સપત્તિની હકીકત કચ્છ મહાકચ્છને પ્રથમ જણાવીને ત્યાંથી તેઓ અયોધ્યા નગરીમા ભરત રાજાને મળ્યા અને સર્વ બીના જણાવી

કહ્યુ છે કે–' સ્વમાની પુરૂષોના સ્વમાનની સિદ્ધિ પોતાની ઋદ્ધિ અન્યને બતાવવાથી થાય છે ' ત્યાર પછી સર્વ સ્વજનો અને પરિવારને લઈને તેઓ વિમાનમા બેસીને વૈતાઢ્ય પર્વતની પ્રથમ મેખલામા આવી પહોચ્યા

ભરત ક્ષેત્રની બરોબર મધ્ય ભાગમા આવેલા આ વૈતાઢ્ય પર્વતથી ભરત ક્ષેત્રના ઉત્તર ભરતાર્ધ અને દક્ષિણ ભરતાર્ધ એવા બે વિભાગ થએલા છે આ વૈતાઢ્ય પર્વત ૨૫ યોજન ઉચો છે અને મૂળથી માડીને દશ યોજન સુધી પચાસ યોજન પહોળો છે તે વૈતાઢ્યમા દશ યોજન ઉંચે ઉત્તર દક્ષિણની બને બાજુએ દશ દશ યોજન પ્રમાણ પહોળી પ્રથમ મેખલા (અગાસી જેવો ભાગ) છે તેમાની દક્ષિણ મેખલામા રથનુપૂર ચક્રવાલ નામનુ મુખ્ય નગર જેમા છે એવા પચાસ નગરો વસાવ્યા અને ઉત્તર શ્રેણિમા ગગન વલ્લભ નામના મુખ્ય નગર સાથે સાઠ નગરો વસાવ્યા દરેક નગરમા શ્રી ઋષભદેવ પ્રભુની મદિરમા સ્થાપના કરી

આ પ્રમાણે નગરો વસાવી તે બને ભાઈઓ ત્યા રાજ્ય કરવા લાગ્યા ત્યાના લોકો વિદ્યાધરો કહેવાયા કારણ કે તેઓ ધરણેન્દ્રે આપેલી વિદ્યાઓને ધારણ કરતા હતા

આ વિદ્યાધરો પોતાના વિદ્યાના બળથી ગર્વિષ્ઠ થઈને

કોઈ પ્રકારનો અન્યાય ન કરે તે માટે ધરણેન્દ્રે આ પ્રમાણે તેઓને મર્યાદા કરી આપી હતી

૧ જે કોઇ વિદ્યાધર વિદ્યાધ બનીને જિનેશ્વરની, જિન ચૈત્યની, ચરમ શરીરીની કે કાર્યોત્સર્ગમા રહેલા કોઇ મુનિ રાજની આશાતના-પરાભવ કે ઉલ્લઘન કરશે તેની વિદ્યાઓ ચાલી જશે

૨ જે વિદ્યાધર સ્ત્રીની ઇચ્છા વિના તેના ઉપર બલાત્કાર કરશે અગર તે દપતીને મારી નાખશે તેની વિદ્યા તરત નાશ પામશે

આ મર્યાદા ધરણેન્દ્રે બધાની સમક્ષ કહીને તે ભૂલી ન જવાય માટે રત્નની ભીતમા શિલાલેખની જેમ પ્રશસ્તિમા લખીને, નમિ વિનમિને વિદ્યાધરોના અધિપતિ પદે સ્થાપ્યા પછી ધરણેન્દ્ર સ્વસ્થાને ગયા વિદ્યાધરો વિદ્યાના બળથી અનેક પ્રકારની ક્રીડાઓ કરીને સુખ પૂર્વક કાળ નિર્ગમન કરવા લાગ્યા

આ પ્રમાણે વિદ્યાધરો ( ખેચરો )ની પ્રથમ ઉત્પત્તિ થઇ

## પ્રકરણ પાચમુ

### અક્ષય તૃતીયાની ઉત્પત્તિ

હવે આપણે આ કથાના મુદ્દા પર આવી પહોચ્યા છીએ અત્યાર સુધી જે મહાપુરૂષથી આ પર્વની ઉત્પત્તિ થઈ છે તે મહાપુરૂષના જન્મ વગેરેનુ તથા તેમણે કેવા કેવા કાર્યો કર્યા તેનુ કાઇક વર્ણન કર્યુ હવે દીક્ષા લીધા પછી પ્રભુની કેવી અવસ્થા હતી તે હકીકત કહેવાય છે

## પ્રભુનુ ભિક્ષા માટે પર્યટન

પ્રભુએ છઠ્ઠ તપ કરીને દીક્ષા ગ્રહણ કરી પ્રથમ પારણુ કરવા માટે પ્રભુ ફર્યા પરતુ તેમને કોઇ ઠેકાણેથી ભિક્ષા મળી નહિ તે વખતના લોકો મુનિને ભિક્ષામા શુ આપવુ તે સમજતા નહોતા

### લોકો પ્રભુને પારણામા કેવી કેવી ભેટો આપવા આવે છે

" લ્યોને લ્યોને આ ભિક્ષા ભાવે ઋષભ દેવ ભગવાન,
કોઈ કનકના ભૂષણ આપે આપે કન્યા કોઈ,
ભિક્ષાનો વ્યવહાર ન જાણે એમા તે શુ હોય?
કાઈ નથી લેતા શુ કરીએ? લોક કરે પોકાર લ્યોને૦

આહાર નહિ મળવાથી દિવસે દિવસે શરીર કાન્તિ હીન થતી જવાથી પ્રભુ ઓળખી પણ શકાતા નથી જો કે તેમનું આત્માનુ અન્તર–તેજ તો દિવસે દિવસે વૃદ્ધિ પામતુ જતુ હતુ–નિર્મળ થતુ હતુ

તે વખતના ભોળા લોકો પ્રભુને ભિક્ષા માટે ફરતા જોઈને પ્રભુ પગે ચાલે છે માટે તેમને હસ્તીની જરૂર છે એવું સમજીને તેમને હાથી આપવા માડે છે "હે પ્રભુ! આ હાથી આપને યોગ્ય છે માટે તે કૃપા કરી ગ્રહણ કરો " પ્રભુ તો તેના સામે નજર પણ કર્યા સિવાય બીજે સ્થળે જાય છે

પ્રભુ આગળ ચાલ્યા જાય છે બીજા લોકો પ્રભુને અશ્વની જરૂર હશે એમ વિચારતા પ્રભુ આગળ અશ્વને લાવીને કહે છે કે "હે સ્વામી! આ ઉત્તમ જાતિવત અશ્વ છે માટે તે આપ ગ્રહણ કરો "



લોકો પ્રભુની આગળ અનેક પ્રકારની ભેટો ધરે છે અને લેવા વિનવે છે

બીજા કેટલાક પુષ્પની માળાઓ વગેરે થાળમા લઇને પ્રભુની પાસે લાવીને "હે પ્રભુ! આ સુદર પુષ્પની માળા આપ ધારણ કરો" એમ કહીને પ્રભુને આપવા માડે છે પરંતુ પ્રભુ તે। ત્યાથી આગળ ચાલ્યા જાય છે

કેટલાક લોકો રત્ન તથા સુવર્ણ વગેરે લાવીને "હે પ્રભુ! આપ આ રત્ન સુવર્ણ વગેરે ગ્રહણ કરી અમારા ઉપર કૃપા કરો" એમ કહીને રત્નાદિક આપવા માડે છે પ્રભુ ત્યાથી બીજે જાય છે

વળી કેટલાક લોક તે। પોતાની કન્યાઓ લઇને પ્રભુ પાસે આવે છે અને પ્રભુને કહે છે કે "આ રૂપવતી દેવાગના સરખી અમારી કન્યાઓને આપ ગ્રહણ કરો " પરંતુ ભગવાન તેમની સામે નજર કર્યા સિવાય આગળ જાય છે

કેટલાક લોકો સુદર અને બારીક વસ્ત્રો પ્રભુને આપવા માડે છે પરંતુ પ્રભુ તે લીધા સિવાય આગળ જાય છે

તે વખતે કેટલાક લોકો પ્રભુએ ઘણા વખતથી સ્નાન કર્યું નથી માટે તેમને સ્નાન કરવુ હશે, એવા વિચારથી પ્રભુને કહે છે કે "હે પ્રભુ! સ્નાન કરવાને મારા ઘરે પધારો સ્નાન માટે જળ તૈયાર છે" બીજા કેટલાક કહે છે કે "હે પ્રભુ! લક્ષપાક તેલ તૈયાર છે માટે મર્દન કરો" કેટલાક "ગોશીર્ષચદન તૈયાર છે માટે વિલેપન કરો" એમ કહે છે

પરંતુ પ્રભુ આમાનુ કાંઈ પણ લેતા નથી, તેથી લોકો નિરાશ થાય છે અને પ્રભુ તે। એક સ્થળેથી બીજે સ્થળે વિહાર કરે છે આ પ્રમાણે વિહાર કરતા કરતા દિવસો ઉપર

દિવસો અને મહિના પછી મહિના પસાર થવા લાગ્યા. પરંતુ પ્રભુને યોગ્ય ભિક્ષા મળી નહિ એ પ્રમાણે આહાર વિના વિહાર કરતા કરતા ભગવતને દીક્ષા લીધાને એક વર્ષ થવા આવ્યુ, ત્યા સુધીમા પ્રભુનુ શરીર ઘણુ ક્ષીણ થઈ ગયુ

લોકો પણ નિરાશ થઈને પ્રભુને શેની વાછા હશે તેનો વિચાર કરે છે, પરંતુ ખાધે પીધે સુખી હોવાથી તે સરળ લોકો પ્રભુને આહારની જરૂર છે એમ સમજતા નથી.

### પ્રભુનુ ગજપુરમા (હસ્તીનાપુરમા) આગમન

એ પ્રમાણે આર્ય અનાર્ય અનેક દેશોમા પ્રભુ વિહાર કરી રહ્યા છે પ્રભુ વિચાર કરે છે કે "દીવો જેમ તેલથી બળતો રહે છે, વૃક્ષો પાણીવડે સચેતન રહે છે, તેમ પ્રાણીઓના શરીરો આહારથી જ ટકી શકે છે તે આહાર દોષ રહિત હોય તો જ મુનિઓથી લઈ શકાય ગયા દિવસોની જેમ હજી મારૂ શરીર તો ટકી શકશે પરંતુ જેમ ચાર હજાર મુનિઓ આહાર વિના ટકી શકયા નહિ, તેમ બીજા પણ મુનિઓ ભવિષ્યમા આહાર વિના હરકત પામશે અને ચારિત્રનો ભગ કરશે" આવા વિચારથી ભગવાન ગજપુર નગરમા આવી પહોચ્યા

### શ્રેયાસકુમારને આવેલુ સ્વપ્ન

આ નગરમાં પ્રભુના બીજા પુત્ર બાહુબલિના પુત્ર સોમપ્રભ-સોમયશા રાજા હતા. આ સોમપ્રભ રાજાને શ્રેયાંસકુમાર નામે પુત્ર છે આ શ્રેયાસકુમારને તે રાત્રે એક સ્વપ્ન આવ્યુ તે સ્વપ્નમા તેમણે એવું જોયુ કે "ચારે તરફથી

કાઈક શ્યામ બની ગએલા સુવર્ણગિરિ-મેરૂને તેમણે દૂધના ઘડાવડે સિંચન કરીને તેની શ્યામતા દૂર કરીને તે પર્વતને ઉજ્વલ બનાવ્યો "

## તેજ રાત્રે સોમપ્રભ રાજા તથા સુબુદ્ધિ શેઠને આવેલુ સ્વપ્ન

સુબુદ્ધિ શેઠને એવુ સ્વપ્ન આવ્યુ કે "સૂર્યમાથી છુટા પડી ગએલા તેના હજાર કીરણોને શ્રેયાસકુમારે ફરીથી સૂર્યમા સ્થાપન કર્યા, તથી તે સૂર્ય અધિક દીપવા લાગ્યો "

સોમપ્રભ રાજાને એવુ સ્વપ્ન આવ્યુ કે "એક રાજા બીજા અનેક શત્રુ રાજાઓ વડે ઘેરાઈ ગયો હતો પરતુ પોતાના પુત્ર શ્રેયાસકુમારે તે રાજાને સહાય કરી શત્રુઓનો પરાભવ કરીને જય મેળવી આપ્યો

## સ્વપ્ન ફલની વિચારણા

બીજે દિવસે પ્રભાતે સભાની અદર તે ત્રણે ભેગા થયા, ત્યારે તેઓએ તેમને આવેલુ સ્વપ્ન એક બીજાને કહી સભળાવ્યુ આ સ્વપ્નનુ શુ ફળ હશે એમ તેઓ વિચારણા કરવા લાગ્યા પરતુ કોઈ પ્રકારનો નિર્ણય કરી શકયા નહિ તે છતા તેમને એવો વિચાર આવ્યો કે આપણને ત્રણેને આવેલ સ્વપ્નોનુ સર્વ ફળ યુવરાજને મળશે અને શ્રેયાસકુમારને કોઈ મોટો લાભ જરૂર થશે તેમજ એટલી ખાત્રી તો થઈ કે શ્રેયાસકુમાર વડે કોઈ એવુ શુભ કાર્ય કરાશે કે જેથી મુશ્કેલીમા આવેલા કોઈ મહાપુરુષ શ્રેયાસકુમારના હાથે તે મુશ્કેલીમાથી છુટા થશે, પરતુ ચોક્કસ નિર્ણય કરી શકયા નહિ પછી સૌ સ્વસ્થાને ગયા

## પ્રભુના આગમનથી લોકોમા ફેલાએલો હર્ષ

વૈશાખ સુદ ત્રીજનો દિવસ છે તે દિવસે સ્વપ્નનો નિર્ણય જણાવવાને માટે જ પ્રભુ આવ્યા હોય તેમ વિહાર કરતા કરતા પ્રભુ ગજપુરમા આવી પહોચ્યા પ્રભુનાં આગમનની વાત વાયુવેગે લોકોમા ફેલાઈ ગઈ, તેથી અનેક લોકો પ્રભુને જોવા માટે એકઠા થયા આજે પ્રભુએ આહાર વાપર્યાને બરોબર એક વર્ષ ને ૪૦ દિવસ થયા છે, તે છતા પ્રભુ વૃષભ ચાલે ચાલ્યા આવે કે પ્રભુના દર્શનથી લોકો હર્ષ પામ્યા. પરંતુ તેમની શરીરની સ્થિતિ જોઈને તેઓ ચિતામા પડ્યા અને વિચારવા લાગ્યા કે —

"અહા! આ શુ? આ પૃથ્વીના પતિ કોઈ પણ રાજચિન્હ વિના ઉઘાડા મસ્તકે તથા ઉઘાડા પગે રાજમાર્ગ ઉપર કેમ ચાલે છે? પ્રભુને આવી સ્થિતિમા જોઈને સૌ આશ્ચર્ય ચકિત થઈ ગયા અને તેમની ચારે તરફ ફરી વળ્યા "

પ્રભુની ચારે બાજુ વીંટાઈ વળેલા લોકોમાથી કોઇક પ્રભુને કહે છે કે "હે પ્રભુ! મારે ઘેર પધારી અમારા ઉપર કૃપા કરો" બીજો કહે છે કે "હે સ્વામી! લાબે વખતે તમારા દર્શન થયા છે તો અમારે ત્યા આવી સ્નાન કરો જળ, વસ્ત્ર, તેલ બધુ તૈયાર છે" ત્રીજો કહે છે કે "હે પ્રભુ! પગે ન ચાલતા આ મારા હાથી ઉપર સવારી કરો" ત્યારે ચોથો કહે છે કે "આ મારા ઉત્તમ ઘોડા ઉપર બેસી જાઓ" પાચમો કહે છે કે "હે સ્વામી!

દેવાગના સરખી રૂપવાન મારી કન્યાનો હાથ ગ્રહણ કરો ” છઠ્ઠો કહે છે કે “ હે સ્વામી! આ રત્ન સુવર્ણાદિ ગ્રહણ કરો ” એમ બીજા અનેક લોકો કાઇ કાઈ વસ્તુઓ લેવાને પ્રભુને આમત્રણ આપે છે પરતુ પ્રભુ તો તેમાથી કાઈ લેતા નથી લોકો પણ સમજતા નથી કે પ્રભુએ આ બધી વસ્તુઓનો તો પોતાની મેળે સ્વેચ્છાએ ત્યાગ કર્યો છે તો તેઓ તજેલી વસ્તુ કેમ ગ્રહણ કરશે ?

## શ્રેયાસકુમાર તથા પ્રભુનો મેળાપ

“ શબ્દ સાભળી પ્રભુને દેખી, જાતિ સમરણ રૂપ સુ
પ્રાસુક ઇક્ષુરસ વહોરાવ્યો સ્નેહ સર્વનુ દળીયુ ”

શ્રેયાસકુમારે લોકોનો કોલાહલ સાભળી આ કોલાહલ શેનો છે તેની સેવકો પાસે તપાસ કરાવી સેવકોએ શ્રીઋષભદેવ પ્રભુના આગમનના સમાચાર જણાવ્યા

પ્રભુના આગમનની વાત સાભળીને શ્રેયાસકુમારને આજે હૃદયમા અનેરો આનદ થયો તે પણ પ્રભુને જોવાને ઉત્સુક થઈને ઉભા છે તેવામા લોકોની અનેક પ્રકારની માગણી અને ભેટોનો અનાદર કરીને પ્રભુ આગળ ચાલતા ચાલતા રાજમહેલ નજીક આવી પહોચ્યા એટલે શ્રેયાસકુમાર પણ પોતાના પ્રપિતામહ (બાપના દાદા) ને મળવાને ઉઘાડા પગે તરતજ દોડી ગયા પ્રભુને જોઇ પ્રભુના ચરણમા પ્રણામ કર્યા

## પ્રભુને જોઇને શ્રેયાસકુમારને થએલુ જાતિસ્મરણ જ્ઞાન

પ્રભુના મુખ તરફ જોઇ રહેલા શ્રેયાસકુમારને પ્રભુને

વેષ જોઈને એવો વિચાર આવ્યો કે આ વેષ મે ક્યાંક જોયો છે એક ધ્યાનથી વિચારણા કરતા તેમને તત્કાળ જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ તેથી પોતાને અને સ્વામીને પૂર્વનો કેવો સબધ ચાલ્યો આવેલો છે તે પ્રત્યક્ષ જોયુ અને તેથી પ્રભુને કઈ વસ્તુની જરૂર છે તે તરતજ તેમના ધ્યાનમા આવ્યુ ભોળા લોકો પ્રભુએ જે વસ્તુઓનો ત્યાગ કર્યો તેને તે વસ્તુઓ તેમને લેવા માટે વિનતિ કરે છે પરતુ પ્રભુને તે વસ્તુઓની જરૂર હોત તો આ વેષ ધારણ શા માટે કરે ? પ્રભુને આહાર વાપર્યાને એક વર્ષથી અધિક સમય થયો છે અને તેથી શરીર ટકાવવાને માટે એષણીય શુદ્ધ આહારની પ્રભુને જરૂર છે એ વાત જાતિસ્મરણ જ્ઞાનથી શ્રેયાસકુમારે જાણી

## શ્રેયાસકુમાર પ્રભુને ઇક્ષુરસ વ્હોરાવીને સુપાત્રદાનનો માર્ગ બતાવે છે

" અક્ષય તૃતીયાને શુભ દિવસે, પારણુ પ્રભુએ કીધુ,
પચ દિવ્ય પ્રગટ્યા શ્રેયાસે દાન પ્રથમ ત્યા દીધુ "

પ્રભુની સન્મુખ શ્રેયાસકુમાર ઉભા રહ્યા છે, તેટલામા કોઈકે શેલડીના રસથી ભરેલા ઘડાઓ લાવીને શ્રેયાસકુમારને ભેટ આપ્યા આ શુદ્ધ અને એષણીય રસ પ્રભુને કલ્પનીય-શુદ્ધ-ખપે એવો છે એવુ જાણીને શ્રયાસકુમારે કહ્યુ કે-'હે ભગવન ! આ શુદ્ધ રસ ગ્રહણ કરો " પ્રભુએ પણ તે કલ્પનીય છે એમ જાણીને હસ્તપાત્ર-હાથ રૂપી પાત્ર આગળ ધર્યુ શ્રેયાસકુમારે એક પછી એક રસના ઘડા લઈને પ્રભુના હસ્તપાત્રમા ઠલવવા માડ્યા તે વખતે તે હસ્તમાથી એ-



પણ ટીપુ ભૂમ ઉપર પડતુ નથી કારણ કે પ્રભુનો
અતિશય-પ્રભાવ છે કે તેમના ખોબામા રસ નાખ

આવે તેની શિખા વધે પણ તેમાથી નીચે ઢોળાય નહિ અર્થાત પ્રભુજીની સેવા કરનારની કદી અધોગતિ-નીચી ગતિ થાય નહિ રસ વ્હોરાવતા શ્રેયાસકુમારના હૃદયમા તે વખતે હર્ષ માતો નથી વધતા પરિણામે તે પ્રભુને રસ વહોરાવે જાય છે પ્રભુએ તે રસ પીને તપના તાપ વડે તપેલી પોતાના શરીરમા રહેલ સાત ધાતુને શાન્ત કરી-પારણુ કર્યું, એક પછી એક એમ શેલડીના રસ ભરેલા એકસો ને આઠ ઘડા તેમણે પ્રભુને વહોરાવ્યા લોકો પ્રભુનો આહાર જોઈ શકતા નથી કારણ કે તેવો પ્રભુનો જ મ તિશય-જન્મથી પ્રભાવ છે

## સુપાત્ર દાનના પ્રભાવથી પ્રગટેલા પાચ દિવ્યો.

૧ શ્રેયાસકુમારની ખ્યાતિ કરનારા બન્દિજનો હોય તેવો દેવ દુન્દુભિનો નાદ તે વખતે આકાશમા થયો

૨ મનુષ્યોના નેત્રોના આનદાશ્રુની સાથે શ્રેયાસકુમારના આવાસમા રત્નસુવર્ણાદિની વૃષ્ટિ થઈ

૩ પ્રભુના ચરણ કમલથી પવિત્ર થએલી પૃથ્વીને પૂજવા માટે હોય તેવી પુષ્પવૃષ્ટિ થઈ

૪ દેવલોકના સર્વ વૃક્ષોના પુષ્પરસથી એકઠી થએલી હોય તેવી ગ ધોદકની-સુગ ધિદાર પાણીની વૃષ્ટિ થઈ

૫ આકાશને વિચિત્ર વાદળમય કરતી ચામર સરખી દિવ્ય-રેશમી વગેરે વસ્ત્રોની વૃષ્ટિ થઈ

આ પ્રમાણે પ્રથમ સુપાત્રદાનના મહિમાથી દેવલોક માથી દેવોએ "અહોદાન અહોદાન" એવી ઉદ્ઘોષણા

પૂર્વક પાચ દિવ્યો પ્રગટાવ્યા શ્રેયાસકુમારનો યશ ચારે દિશામા ફેલાયો. પ્રભુ પણ ત્યાથી અન્યત્ર વિહાર કરી ગયા.

જે ભૂમિ ઉપર પ્રભુજીએ પારણુ કર્યુ હતુ તે પ્રભુજીના પવિત્ર ચરણ કમળથી પવિત્ર થયેલ ભૂમિને કોઈ સ્પર્શ ન કરે અને આ યાદગાર પ્રસગની યાદ કાયમ ટકી રહે એ આશયથી શ્રેયાસકુમારે ત્યા રત્નમય પીઠ-ઓટલો કરાવ્યો.

આ પ્રમાણે આ અવસર્પિણીના ત્રીજા આરાના અતે સુપાત્રદાનની પ્રથમ શરૂઆત શ્રેયાસકુમારના હસ્તે થઇ તે વૈશાખ સુદ ત્રીજનો દિવસ પ્રભુના પારણાથી અમર થયો તેથી ત્યાર પછી તે તિથિ અક્ષય તૃતીયા નામથી પ્રસિદ્ધ થઇ પ્રભુએ ઇક્ષુ રસથી પારણુ કર્યુ તેથી તે ઇક્ષુ તૃતીયા નામથી પણ પ્રસિદ્ધ છે અત્યારે પણ તેનુ અપભ્રશ અખાત્રીજ નામ જગ પ્રસિદ્ધ છે

અહિ સુપાત્ર દાનમા ચાર અતિશ્રેષ્ટ કારણો મલ્યા હતા, તે આ પ્રમાણે-૧ બહુમાનપૂર્વક શુદ્ધ વિધિ,૨ શુદ્ધ દ્રવ્ય-ઉનાળાના કાળમા અનુકુળ શેરડીનો રસ, ૩ દાતાર-જાતિ સ્મરણ જ્ઞાનવાલા, ૪ પ્રથમ તીર્થ કર-ઉત્તમોત્તમ પાત્ર તે દિવસે હસ્તિનાપુર નગરમા લોકોના ઘેર ઘેર ઉત્સવ મડાયો લોકો ઘણા હર્ષિત થયા અને પ્રભુનો જય જયકાર બોલવા લાગ્યા. લોકો કહેવા લાગ્યા કે દેવોને પણ દોહ્યલુ દાન શ્રેયાસકુમારે પ્રભુને આપ્યુ તે લઈ પ્રભુએ શ્રેયાસકુમારને તારી દીધા. અને પ્રભુએ શ્રેયાસકુમારને મુક્તિનુ દાન આપ્યુ દાન દેનાર તથા દાન લેનારને ધન્ય હો!

## અક્ષય તૃતીયા પર્વ

ત્યારથી માંડીને આ અક્ષય તૃતીયા પર્વ શરૂ થયુ અનેક લોકો આ પર્વની આરાધના કરીને અક્ષય સુખને પામ્યા છે આ તપ ગુજરાતી ફાગણ વદ અષ્ટમીથી શરૂ કરાય છે અને એક વર્ષ એક માસ અને અગિઆર દિવસે પૂરૂ થાય છે (તેની વિધિ પુસ્તકની શરૂઆતમાં આપવામા આવેલી છે ત્યાથી જોઈ લેવો ) ધન્ય હો આ તિથિના પ્રવ ર્તકને ! ધન્ય હો આ તિથિની આરાધના કરનારાઓને ! નમ સ્કાર થાઓ આ તિથિના આરાધકોની અનુમોદના કરનારને !

## પ્રકરણ છઠ્ઠું.

## શ્રેયાસકુમાર પ્રભુની સાથેના નવ ભવનો સ બ ધ જણાવે છે

પ્રભુને દાન આપીને શ્રેયાસકુમાર પોતાને રાજમહેલે આવ્યા પારણા વખતે થએલ વૃષ્ટિથી અને પ્રભુના પારણાથી વિસ્મય પામેલા રાજા તથા નગરલોકો પણ શ્રેયાસકુમારની પાછળ તેમના આવાસે આવ્યા પ્રભુના પારણાની વાત સાભળી કચ્છ મહાકચ્છાદિક તાપસો પણ ત્યા આવ્યા

તે સઘળા શ્રેયાસકુમારને કહેવા લાગ્યા કે 'હે કુમાર ! તમે ધન્ય છો, મનુષ્યોમા શિરોમણિ છો. કારણકે અમે પ્રભુને સર્વસ્વ આપતા હતા તો પણ પ્રભુ તે લેતા નહોતા અને તમે આપેલો શેરડીનો રસ પણ પ્રભુએ સ્વીકાર્યો વસ્તુ ગ્રહણની વાત તો દૂર રહી, પર તુ અમારી સાથે પ્રભુ બોલતા

પણ નથી પહેલા તો પ્રભુએ અનેક લાખ પૂર્વો સુધી પુત્રની જેમ આપણ પાલન કર્યું અને અત્યારે તો જાણે આપણને ઓળખતા પણ ન હોય તેમ વર્તે છે તેનું શું કારણ?"

## શ્રેયાસકુમાર પ્રભુનું સ્વરૂપ લોકોને સમજાવે છે

શ્રેયાસકુમારે કહ્યુ કે "તમે એમ બોલો નહિ પહેલા તો પ્રભુ પરિગ્રહી-સંસારી હતા, પરંતુ હાલ તો પ્રભુ અપરિગ્રહી-ત્યાગી છે, તેથી કાંઇ પણ સાથે રાખતા નથી હાલમાં પ્રભુ સંસાર સમુદ્રમાથી બહાર નીકળી જવાની ઇચ્છાવાળા છે, તેથી સઘળા પાપ કાર્યોનો ત્યાગ કર્યો છે જેને ભોગની ઇચ્છા હોય તે સ્નાન, અંગરાગ, અલંકાર, વસ્ત્રો વગેરે ગ્રહણ કરે, પરંતુ સ્વામી તો વિરક્ત-વૈરાગ્ય દશામાં વર્તે છે, તેથી તે વસ્તુઓ શા માટે લે? જે કામદેવથી જિતાયો હોય તે કન્યાઓ ગ્રહણ કરે, પરંતુ જેણે કામને જિત્યો છે તે કન્યાઓ કેમ લે? જે હિંસક હોય તે ફલાદિક ગ્રહણ કરે પ્રભુ તો સર્વ જીવને અભય આપનાર છે તે સજીવ ફલ ફૂલાદિક કેમ ગ્રહણ કરે? સર્વ જીવો પ્રત્યે દયાવાળા ભગવાન તો એષણીય (શુદ્ધ) અને કલ્પનીય આહારનેજ ગ્રહણ કરે છે, પરં[illegible] તમે ભોળા હોવાથી તે વાત સમજ્યા નહિ"

આ પ્રમાણેના શ્રેયાસકુમારના વચનો સાંભળી લો[illegible] તેમને પૂછવા લાગ્યા કે "ભગવાને આપણને શિલ્પ [illegible] વગેરે ઘણુ શીખવ્યું છે, પરંતુ આ દાન આપવાની વ[illegible] તો ભગવને આપણને કોઇ વખતે જણાવી નહોતી, તો [illegible] દાન આપવાનું કયાથી જાણ્યું?"

## શ્રેયાસકુમાર દાન આપવાનુ શાથી જાણ્યુ તે સમજાવે છે

લોકોને જવાબ આપતા શ્રેયાસકુમારે જણાવ્યુ કે "ભગવતના દર્શનથી મને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ તેથી હુ આઠ ભવ સુધી આ પ્રભુની સાથે દેવ મનુષ્ય ભવમા ભમ્યો છુ તે બધુ મે પ્રત્યક્ષ આજે જોયુ, અને તેથી પ્રભુને કેવુ દાન ઉચિત–આપવા યોગ્ય છે તે મે જાણ્યુ"

### શ્રેયાસકુમાર અને પ્રભુને આઠ ભવોનો સબધ

પ્રભુને ધન સાર્થવાહના ભવમા પ્રથમ સમકિત પ્રાપ્તિ થઇ, ત્યારથી તેરમે ભવે પ્રભુ તીર્થંકર થઇને મોક્ષે ગયા તેમા પ્રભુ પાચમા ભવે ઇશાન દેવલોકમા શ્રીપ્રભનામે વિમાનમા લલિતાગ નામે દેવ હતા તે વખતે હુ તેમની સ્વયપ્રભા નામે દેવી રૂપે હતી આ અમારા નવ ભવના સબધમા પહેલો ભવ હતો ૧

બીજા ભવમા લલિતાગ દેવ પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમા પુષ્કલાવતી વિજયમા વજ્રજઘ (વજ્રધર) નામે રાજા થયા અને હુ તેમની શ્રીમતી નામે રાણી થઇ ૨

ત્રીજા ભવમા અમે બને ઉત્તરકુરૂ ક્ષેત્રમા યુગલિક થયા ૩

ચોથા ભવમા અમે બને સૌધર્મ દેવલોકમાં મિત્ર દેવપણે ઉત્પન્ન થયા ૪

પાચમા ભવમા પ્રભુ સૌધર્મ દેવલોકમાથી ચવીને મહાવિદેહ ક્ષેત્રમા ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરમા જીવાનદ

-નામે વૈદ્ય થયા અને હુ પણ તેજ નગરમા કેશવ નામે શ્રેષ્ઠિ પુત્ર થયો ૫

છઠ્ઠા ભવમા અમે બને અચ્યુત નામના બારમા દેવ લોકમા બાવીસ સાગરોપમના આયુષ્યવાળા સામાનિક દેવ થયા ૬

સાતમા ભવમા જબૂદ્વીપના પૂર્વ વિદેહમા પુષ્કલાવતી વિજયમા પુડરીકિણી નામની નગરીમા પ્રભુ વજ્રસેન નામના રાજાના વજ્રનાભ નામે ચક્રવર્તી પુત્ર થયા, અને હુ તેમનો સુયશા નામે સારથિ થયો આ સાતમા ભવમા વજ્રસેન રાજા ચક્રવર્તી હતા તેમજ તીર્થંકર પણ થયા હતા તે તીર્થંકરપણે વિચરતા હતા ત્યારે વજ્રનાભ ચક્રવર્તીએ તેમ નાજ પિતા શ્રી વજ્રસેન તીર્થંકર પાસે ચારિત્ર લીધુ હતુ, તે વખતે મે પણ તેઓની સાથે ચારિત્ર લીધુ હતુ તીર્થંકરે તે વખતે કહેલુ કે આ વજ્રનાભ ભરતક્ષેત્રમા પહેલા તીર્થંકર થવાના છે આ બધુ સ્વરૂપ મે જાતિસ્મરણ જ્ઞાનથી જાણ્યું તેથી પ્રભુને કયા આહારની જરૂર છે તે મે આજે પ્રભુને દેખીને અહિ જાણ્યું નહિ તો હુ પણ તમારી જેમ આ વાત જાણતો નહોતો ૭

આઠમા ભવમા અમે બને સર્વાર્થસિદ્ધ નામના પાચમા અનુત્તરવાસી વિમાનમા તેત્રીસ સાગરોપમના આયુષ્યવાળા દેવ થયા ૮

નવમાં ભવમા સર્વાર્થસિદ્ધથી ચ્યવીને પ્રભુ ઋષભદેવ -થયા અને હુ તેમનો પ્રપોત્ર શ્રેયાસકુમાર થયો. ૯

શ્રેયાસકુમારે કહેલુ સ્વપ્ન ફળ

વળી ગઈ રાત્રિ મને, મારા પિતાને, તથા સુબુદ્ધિ શેઠને

સ્વપ્ન આવેલુ તેનુ મને આ સુપાત્રદાન રૂપે પ્રત્યક્ષ ફળ મળ્યું છે મે સ્વપ્નમા ‘શ્યામ થએલા મેરૂગિરિને દૂધથી સિંચન કરી ઉજ્વલ કર્યો એવુ જોયું હતુ ’ તેથી તપથી કૃશ થએલા ભગવતને ઇક્ષુરસથી મે પારણુ કરાવ્યુ મારા પિતાજીએ સ્વપ્નમાં જે ‘રાજાને શત્રુ સાથે લડતા જોયા’ તે પ્રભુ પોતે. તેમને ‘મે સહાય કરી એવુ પિતાજીએ જોયુ હતુ ’ તે મે પારણુ કરાવીને પ્રભુને પરીષહાદિ શત્રુઓને જીતવામા સહાય કરી એમ જાણવું સુબુદ્ધિ શેઠે સ્વપ્નમા ‘સૂર્યમડળમાથી ખરી ગએલા હજાર કિરણોને મે પાછા સૂર્યમા સ્થાપન કર્યાં એવુ જોયુ હતુ,’ તેનો ભાવાર્થ એ કે સ્વામીનુ હજાર કિરણ રૂપ કેવલજ્ઞાન આ આહારના અતરાયથી દૂર રહેલુ તે મે પારણુ કરાવી તેમની સાથે× જોડી દીધુ શ્રેયાસકુમારે કહેલી હકીકત સાભળી સૌ સ્વસ્થાને ગયા ત્યાર પછી કેટલાક વર્ષો પછી પ્રભુને કેવલજ્ઞાન થયા બાદ શ્રેયાસકુમાર પણ પ્રભુ પાસે ચરિત્ર લઈને તેજ ભવમાં મોક્ષે ગયા

“વદન હો પ્રથમ સુપાત્રદાનના પ્રવર્તક એ શ્રેયાસકુમારને !”

**પ્રભુને એક વર્ષ સુધી આહાર કેમ મળ્યો નહિ ?**

પૂર્વે જે કર્મ બાધ્યુ હોય તે કર્મ ભોગવ્યા સિવાય છુટકો કોઈને થતો નથી કેટલાક ભવો પહેલા ભગવાનના જીવે માર્ગમા થઈને જતા ખેતરમા ધાન્યનુ ખળુ જોયુ

× આદિનાથ પ્રભુને ૧૨ માસથી આહારનો અન્તરાય હતો આહાર લીધા વિના શરીર ટકે નહિ, અને શરીર વિના કેવળજ્ઞાન થાય નહિ તેથી શ્રેયાસકુમારે આહાર-દાન આપીને કેવળજ્ઞાન પ્રભુ સાથે જોડી દીધુ એમ કહેવાયુ છે

धान्यना अजामाथी बळदो धान्य खाई जता हता बळदोने धान्य खाता रोकवाने खेडुतो तेमने मारता हता. आ जोईने दयाभावे तेमणे (प्रभुना जीवे) कह्यु के "अरे मूर्खाओ! तमने बळदोना मुखे शीकु बाधता आवडतु नथी? बळदोने मोढे शीकु बाधो एटले तेओ धान्य खाइ शकशे नहि"

खेडुतोए कह्यु के "अमने शीकु बाधता आवडतु नथी ते वखते प्रभुना जीवे ते पाछला भवमा त्या उभा रहीने पोताना हाथे शीकु बनावी ते बाधवानो उपदेश कर्यो शीकु बाधवाथी बळदोए त्रणसो साठ नीसासा नाख्या"

आ वखने भगवाने बाधेलु अतराय कर्म प्रभुए दीक्षा लीधी त्यार पछी उदयमा आव्यु, तेथी भगवानने आहार माटे फरवा छता एक वर्ष सुधी आहार मळ्यो नहि बाधेलु कर्म कोइने छोडतु नथी

आ हकीकतनो सार ए छे के जीवे कर्म बाधती वखते –कोई पण कार्य करती वखते, खूब विचार राखवो जोइए कारणके कर्म बाधवु के नहि ते जीवना स्वाधीन छे, परतु बाधेलु कर्म उदय आवे त्यारे पस्तावो करवो नकामो छे कारण के उदय आवेलु कर्म भोगव्य विना छुटको थतो नथी माटे कर्म बांधता पहेला सौए बराबर विचार करवो.

## प्रभुनो बहुली देशमा विहार

एक हजार वरस जिन विचर्या देश नगर पुर गाम,
विश प्रतिबोधे धर्म धुरंधर जगत जीव विश्राम
बहुलां देश विचरी पाछा फर्या तत्काळ
बाहुबलि पोकारता, दादा आदम तार"

વિહાર કરતા કરતા પ્રભુ બાહુબલિના બહુલી દેશમા વિચરતા વિચરતા તક્ષશિલા નગરીના બહારના ઉદ્યાનમા એક વખતે સંધ્યા સમયે પધાર્યા અને કાઉસગ્ગ ધ્યાનમા રહ્યા તે વખતે ઉદ્યાનપાલકે બાહુબલિ રાજાને "શ્રી ઋષભ દેવ પ્રભુ બહારના ઉદ્યાનમા પધાર્યાની" વધામણી આપી તેથી હર્ષિત થએલા બાહુબલિએ તેને વધામણીમા ખૂબ દાન આપી વિદાય કર્યો પછી બાહુબલિ વિચારવા લાગ્યા કે- "અત્યારે સાંજ પડી છે અને હવે થોડા વખતમા બધા પરિવાર સાથે પ્રભુને વાંદવા જઈ શકાશે નહિ માટે સવારમા મહોત્સવ પૂર્વક બધા પરિવારને સાથે લઈને ધામધૂમથી પ્રભુને વંદના કરવા જઈશુ" આવા વિચારથી બાહુબલિ તે વખતે પ્રભુને વાંદવા ગયા નહિ અને સવારમા પ્રભુને વાંદવા જવા માટે પોતાના ત્રણ લાખ પુત્રો તથા પૌત્રાદિકને તૈયાર થઈ જવા માટે સૂચના કરી. તેમજ આખુ નગર શણગારવા માટે નગરજનોને હુકમ કર્યો તથા પોતાના લશ્કરને તૈયાર થવાનો હુકમ કર્યો



બાહુબલિ રાજા હાથી ઉપર બેસી પ્રભુજીને વાંદવા જાય છે

બાહુબલિને રાત કયારે પૂરી થાય અને સવાર થાય કે તરત પ્રભુને વદન કરવા જાઉ એવા વિચારમા રાત્રી વરસ જેવી લાબી લાગી બધી તૈયારી કરીને સવારમા મોટા ઠાઠમાઠથી બધા પરિવાર તથા નગરજનોને સાથે લઇને બાહુબલિ પ્રભુને



રાજાની પાછળ પુત્રો તથા પૌત્રાદિક અને પ્રજાજનો શહેરમાથી પ્રભુજીને વાદવા આવી રહ્યા છે

વદન કરવા નીકળ્યા પરતુ ઉદ્યાને આવતા પ્રભુજી ત્યાથી સવારમા વિહાર કરી ગયા છે એવુ સાભળીને બાહુબલિને મનમા ઘણો શોક થયો, અને ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યા તેમજ પ્રભુ આવ્યાના ખબર સાભળીને તરતજ પ્રભુને વદન કરવા ન ગયા તેથી પશ્ચાતાપ કરીને આખમા આસુ સાથે કહેવા લાગ્યા કે દેવાધિદેવ મારા ઘર આગળ પધાર્યા તે છતાં હુ દર્શન કરી શકયો નહિ એ મારૂ કેવુ મોટુ કમભાગ્ય?"

તે વખતે શોક કરતા બાહુબલિને આશ્વાસન આપતા પ્રધાનોએ કહ્યુ કે "હે રાજન્! તમે ફોગટ શોક કરો નહિ તમો હમેશા પ્રભુનુ ચિત્તમા ધ્યાન ધરો છો માટે પ્રભુ તો

તમારા ચિત્તમા વસેલાજ છે ભગવતના પગલાઓથી પવિત્ર થએલી આ ભૂમિ ઉપર પ્રભુના પગલા પડેલા દેખાય છે, તે પ્રભુ પોતેજ છે એમ માની તેનુ પૂજન કરો” બાહુ બલિએ પણ જમીન ઉપર દેખાતા પ્રભુના પગલાને ભાવ પૂર્વક વદના કરી, તે પછી સૌ પરિવાર તથા પ્રજાજન પણ પ્રભુના પગલાને નમ્યા, અને તે સ્થાનનુ કોઈ ઉલ્લઘન કરીને આશાતના ન કરે તે માટે મોટુ રત્નમય પીઠ બનાવી તેના ઉપર પ્રભુના પગલા સ્થાપન કર્યા જે પ્રભુના સ્તૂપના નામે પ્રસિદ્ધ થયા છે

## પ્રકરણ સાતમુ

## પ્રભુને કેવલજ્ઞાનોત્પત્તિ અને મરૂદેવા માતાનુ મોક્ષગમન

દીક્ષા લીધા પછી શ્રીઆદિનાથ ભગવાન એક હજાર વર્ષ સુધી વાયુની જેમ અપ્રતિબદ્ધ વિહાર કરીને પૃથ્વીની ઉપર છદ્મસ્થપણે વિચર્યા તે દરમિયાન તેમણે વિવિધ પ્રકારના તપો કર્યા અનેક પ્રકારના પરીષહો સમભાવે સહન કર્યા

" ક્ષપક શ્રેણિ આરોહીને ધ્યાતા ઉત્તમ ધ્યાન,
ઘાતી કર્મનો ક્ષય કરી પામ્યા કેવલજ્ઞાન '

એ પ્રમાણે અપ્રતિબદ્ધ વિહાર કરતા શ્રીઆદિનાથ ભગવાન અયોધ્યા નગરી પાસે પુરિમતાલ નામના પરામા શકટમુખ નામના ઉદ્યાનમા આવ્યા ત્યા વટવૃક્ષની નીચે પ્રભુ પ્રતિમા ધ્યાને ( કાઉસગ્ગમા ) રહ્યા અપ્રમત્ત દશામાં રહેલા પ્રભુ શુક્લધ્યાનમા વર્તતા ક્ષપક શ્રેણિમા આરૂઢ ...

પછી ચૈત્યવૃક્ષને ત્રણ પ્રદક્ષિણા દઇને 'નમો તિથ્થસ્સ' એ પ્રમાણે તીર્થને નમસ્કાર કરી પૂર્વ દિશા તરફ મુખ રાખીને પ્રભુ સિંહાસન ઉપર બેઠા, તે વખતે વ્યન્તર દેવોએ બીજી ત્રણ દિશામાં પ્રભુના ત્રણ પ્રતિબિંબ સ્થાપ્યા તથા પ્રભુના મસ્તકની પાછળ ભામંડલની રચના કરી

પ્રભુ સિંહાસન ઉપર બીરાજ્યા એટલે દેવતા તથા મનુષ્યો સ્વસ્થાને બેઠા (આ વખતે સાધુ-સાધ્વીના સ્થાન ખાલી હતા) તે વખતે તિર્યંચો પણ જાતિ વેર મૂકીને ત્રીજા ગઢમા બેસ આ પ્રમાણે સભા બેઠી એટલે પ્રથમ ઇન્દ્ર મહારાજે ઉભા થઈ પ્રભુને બે હાથ જોડીને નમસ્કાર કરીને પ્રભુની સ્તુતિ કરી પ્રભુની સ્તુતિ કરીને ઇન્દ્ર મહારાજ સ્વસ્થાને બેઠા

## ભરત મહારાજા અને મરૂદેવા માતા

જ્યારથી ઋષભદેવ ભગવાન મોટી રાજ્ય ઋદ્ધિનો ત્યાગ કરીને દીક્ષા લઇને ચાલી નીકળ્યા હતા, ત્યારથી મરૂદેવા માતા હમેશા શોકાતુર રહેતા હતા અને રૂદન કરતા હતા રૂદન કરવાથી તેમની આંખે પડળ વળ્યા હતા, તેથી પુરૂ દેખી પણ શકાતુ નહોતુ

ભરત રાજા હમેશા મરૂદેવા માતાને ગવાગમા વંદન કરવા આવતા હતા નિયમ પ્રમાણે પ્રભુને જે દિવસે કેવલ જ્ઞાન થયુ છે તે વખતે ભરત મહારાજા મરૂદેવાને વંદન કરવા આવ્યા હતા 'હું આપનો પૌત્ર ભરત વંદન કરૂ છુ' એમ કહીને ભરતે માતાને વંદન કર્યું

ભરતના વચન સાંભળીને આશીષ આપીને મરૂદેવાએ

ભરતને પોતાના હૃદયમા રહેલા શોકને બહાર કાઢતા ઠપકો આપતા કહ્યુ કે "મારો પુત્ર રાજ્ય ઋદ્ધિ પૃથ્વી વગેરે સર્વને છોડીને દીક્ષા લઇને એકલો ચાલી નીકળ્યો તો પણ હજુ હુ જીવતી રહી છુ!"

"લોકોના મુખથી હુ મારા પુત્રના દુખની કેટલી એક વાતો સાભળુ છુ, તે સાભળીને મારૂ હૃદય ફાટી જાય છે. મારા પુત્રના મસ્તક ઉપર છત્ર ધરવામા આવતુ હતુ અને હાલમા તે સૂર્યનો તાપ સહન કરે છે પહેલા તે હાથી ઉપર બેસીને ફરતા હતા, પરતુ હાલમા ઉઘાડા પગે ચાલે છે ટાઢ અને તડકાને સહન કરે છે પહેલા જેની સેવામા વીઝણી હતી, હાલમા ડાસ અને મચ્છરો તેને પીડે છે પહેલા તેઓ દીવ્ય આહાર વાપરતા હતા અને હાલ ભિક્ષા માગીને આહાર કરે છે પહેલા તો તેઓ સિંહાસન ઉપર બેસતા હતા અને અત્યારે બેસવાને આસન પણ નથી કોટવાલો અને આત્મરક્ષકો તેમનુ રક્ષણ કરતા અને હાલમા તો શિકારી પશુઓથી ભરેલા વનમા એકલા ફરે છે હે ભરત! તુ તો ઋષભદેવે તજી દીધેલા ભરતક્ષેત્રનુ સુખ ભોગવે છે અને મારા પુત્રની તો જરા પણ ખબર પણ લેતો નથી."

આ પ્રમાણે દુખથી આકુલવ્યાકુલ હૃદયવાળા માતાનો ઠપકો સાભળીને ભરત રાજા તમને આશ્વાસન આપતા કહેવા લાગ્યા કે "સ્થિરતામા પર્વત સમાન અને સત્વિઓમા શિરોમણિ એવા મહાન પુત્રની માતા થઇને તમે આ પ્રમાણે ખેદ શા માટે કરો છો? મારા પિતા આ સસાર સમુદ્ર તરવાને નીકળ્યા છે તેમણે ગળે બાંધેલી શિલા સમાન આપણને તજી દીધા તે યોગ્ય છે વનમા સિંહ તો પ્રભુના

પ્રભાવથી શિકારી પશુઓ પણ તેમની આગળ પત્થરથી ઘડેલા હોય તેમ શાંત થઈ જાય છે. ક્ષુધા, તરસ વગેરે પરિષહો તો મારા પિતાને કર્મ શત્રુનો નાશ કરવામાં સહાય કર્તા છે તેથી તેઓ તમે ધારો છો તેમ દુઃખી નથી, પરંતુ સુખી છે. આ વાતનો તમને વિશ્વાસ ન હોય તો તમારા પુત્ર-મારા પિતાજી થોડા વખતમાં અહીં આવશે ત્યારે તમને તેની ખાત્રી કરાવીશ."

## પ્રભુના કેવળ જ્ઞાનની અને ચક્રરત્નની એક સાથે બન્ને વધામણી

આ પ્રમાણે ભરત અને મરૂદેવા માતાની વાતચિત ચાલે છે તેવામાં યમક અને શમક નામના બે સેવકોએ ત્યાં આવીને ભરત મહારાજાને પ્રણામ કર્યાં. પછી પ્રથમ યમકે જણાવ્યું કે "શ્રી ઋષભદેવ પ્રભુને આજે શકટાનન ઉદ્યાનમાં કેવલજ્ઞાન થયું છે." બીજા શમકે કહ્યું કે "આપની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયું છે."

બન્ને સેવકોએ એક સાથે આવી આપેલા આ બે પ્રકારના શુભ સમાચારથી ભરત રાજા વિચારમાં પડયા. મારે પ્રથમ કોનું પૂજન કરવું? પરંતુ તરત વિચાર કરી સમાધાન કર્યું કે "ત્રણ જગતને પૂજ્ય સંસાર સમુદ્રથી તારનાર પિતા કયાં? અને પ્રાણીઓના પ્રાણ લેનાર અને સંસારમાં રખડાવનાર ચક્રરત્ન કયાં? પ્રથમ પ્રભુ-પિતાના દર્શન કરવા" એ પ્રમાણે વિચારી પોતાના સમસ્ત પરિવારને પ્રભુને વંદન કરવા જવાને તૈયાર થવા જણાવ્યું. પછી બન્ને સેવકોને ઉચિત ઈનામ આપીને વિદાય કર્યાં.

## ભરત મહારાજા મરૂદેવાને હાથી ઉપર બેસાડીને સમોસરણમા લઈ જાય છે

"માતા પાસે આવીને વિનવેરે લો,
તુમ પુત્ર પધાર્યા પુર બહાર જો
આનો વ ``ન જુઓ તુમ નન્દને રે લો,
ઋદ્ધિ સિદ્ધિ ઠકુરાઈ અપાર જો"

ત્યાર પછી ભરત રાજા મરૂદેવા માતાને કહે છે કે "હે માતા! તમે મને રોજ ઠપકો આપો છો કે હું મારા પિતાની સભાળ રાખતો નથી અને તે એકલા ફરે છે પરતુ તમે તમારા પુત્રની કેવી ઋદ્ધિ છે તે જોવાને આજે મારી સાથે ચાલો હું તમને તમારા પુત્રની ઋદ્ધિ દેખાડુ"

પછી ભરત મહારાજા માતાને હાથી ઉપર બેસાડીને ચતુરગ સેના સાથે આડબર પૂર્વક પ્રભુને વદન કરવા ચાલ્યા સમોસરણની નજીક આવ્યા તે વખતે મરૂદેવા માતાએ ભરતને પૂછ્યુ કે "હે ભરત! આ દિવ્ય વાજિત્ર ક્યાં વાગે છે?" જવાબમા ભરતે જણાવ્યુ કે 'હે માતાજી! આ તમારા પુત્રની આગળ દેવતાઓ દેવદુદભિ વગાડે છે તેનો અવાજ સભળાય છે" ત્યાર પછી સમોસરણની નજીક આવી પહોચ્યા ત્યારે ભરતેશ્વરે કહ્યુ કે "હે માતા! આ દેવોએ રચેલુ સમોસરણ જુઓ ભગવતની સેવા કરતા દેવોનો આ જય જય શબ્દ સભળાય છે આકાશમા દેવ દુદુભિ વાગે છે તમારા પુત્રને વદન કરવા આવતા દેવોના વિમાનોના ઘુઘરીઓના આ સ્વર સ્પષ્ટ સભળાય છે વળી આ ગધર્વોના મધુર ગીતો સભળાય છે"



ભરત રાજા મરૂદેવા માતાને હાથી ઉપર બેસાડીને પ્રભુજીને વાંદવા લઈ જાય છે

મરુદેવાના ચક્ષુપડળની સાથે હૃદયપડળ ખુલે છે

' ખોલી નાખ્યા નયનના બારણા રે લો
હતા બન્ધ ને અન્ધ નિ રાત જો,
કરી દર્શન હૈર ન નાચનારે લો
ભાવે ભ્યયત ભાવના મન જો '

પૌત્રે કહેલ પુત્રની ઋદ્ધિનુ વર્ણન સભળીને મરુદેવા માતાને હર્ષના આસુ આવ્યા જેમ પાણીથી કાદવ ધોવાઈ જાય તેમ તે હર્ષના આસુથી તેમના ચક્ષુના પડળો પણ નાશ પામ્યા-ધોવાઈ ગયા, તેથી પ્રભુની-તીર્થકરની ઋદ્ધિ મરુદેવાએ સાક્ષાત જોઈ એ જોવાથી તેમના હૃદય પડળ પણ ખુલી ગયા એટલે તેમનાના પુત્ર પ્રત્યે રહેલો મોહ (જેનાથી તેઓ અધ બન્યા, તે) પણ નાશ પામ્યો અને સસારના સાચા રૂપનુ તેમને ભાન થયુ

અનિ ય ભાવના ભાવના મરુદેવા માતા અતકૃત
કેવલી થઈ મોક્ષે જાય છે

' આ સસાર અસાર સગુ કો એ નથી
સ્વાર્થની શી કરની જગતમા વાત જો
પોત પોતાને માટે ચાહે અન્યને,
સ્વાર્થ સરે પછી કોણ તાત ને માત જો
ચેતન ચિન્તા પરની શાને તુ કરે ?"

મરુદેવા માતા વિચારે છે કે હુ તો "મારો પુત્ર મારો પુત્ર" કરીને અધળી બની અને આટલી ઋદ્ધિવાળો છતા મારા પુત્રે મારી એક વખત પણ ખબર લીધી નહિ મારીજ ભૂલ કે પુત્ર મોહમા અધ બનેલી મને બીજુ કાઈ .....

નહિ આ સસારમા જીવ એકલો આવ્યો ને એકલો જવાનો છે સસારમા કોઈ કોઈનુ સગુ નથી આ પ્રમાણે અનિત્ય ભાવના ભાવતા મરૂદેવા માતા ક્ષપકશ્રેણિએ ચઢયા એક અતર્મુહૂતમા ચારે ઘાતી કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાન અને કેવલદર્શન પામ્યા ત્યાર પછી અતર્મુહૂર્તમાંજ બાકીના ચાર અઘાતી કર્મોનો પણ ક્ષય કરી હાથીના સ્કધે બેઠા બેઠાજ અતકૃત કેવલી થઇ મોક્ષે ગયા આ પ્રમાણે આ અવસર્પિણીમા પ્રભુની માતા પ્રથમ સિદ્ધ થયા વન્દન હો એ મરૂદેવા માતાને !

"જનનીને કીધુ ભેટનુ કેવળ રત્ન અનૂપ
પહુના માતાજીને મોકલ્યા, જોના શિવવધુ રૂપ."

મરૂદેવા માતા મોક્ષે ગયા એવું જાણી ભરત મહારાજાને એક સાથે હર્ષ અને શોક થયો દેવોએ માતાના શરીરનો સત્કાર કરીને તેમનુ શરીર ક્ષીર સમુદ્રમા પધરાવ્યુ પછી ભરત મહારાજા રાજ્યચિહ્નો ત્યજીને સમવસરણમા ગયા ભગવતને ત્રણ પ્રદક્ષિણા દઈને વદન કરીને સ્તુતિ કરીને ઉચિત સ્થાને બેઠા

## પ્રભુની પ્રથમ દેશના

ત્યાર પછી પ્રભુએ ભવ્ય જીવોના હિતને માટે દેશના શરૂ કરી, તે દેશના એક યોજન સુધી સભળાતી હતી સર્વ જીવો તેમની પોત પોતાની ભાષામા તે સમજી શકતા હતા વળી તેમની વાણીમા પાંત્રીસ અતિશયે-પ્રભાવો રહેલા હતા

પ્રભુએ મેઘ સમાન ગભીર વાણીથી ઉપદેશ આપતા જણાવ્યુ કે "હે ભવ્ય જનો ! આ સસાર આધિ વ્યાધિ ને

ઉપાધિ—જન્મ જરા મૃત્યુ વગેરે સેંકડો દુઃખોથી ભરેલો છે માટે સર્વ જીવોને માટે આ સંસાર સળગતા અંગારા સમાન છે તેથી સમજુ પુરુષોને આ સંસારમાંથી નીકળવામાં પ્રમાદ કરવો ઉચિત નથી”

“નારકી, તિર્યંચ, દેવ અને મનુષ્યગતિ રૂપી ચાર ગતિવાળા આ સંસારમાં મનુષ્ય જન્મ પામવો અતિ દુર્લભ છે કારણકે આ મનુષ્ય જન્મ ઘણા પુણ્યની રાશિ એકઠી થાય ત્યારે મળે છે માટે દશ દષ્ટાંતે પામવો દુર્લભ આ મનુષ્ય ભવ પામીને પ્રમાદ કરવો નહિ”

“મોક્ષની સાધના કરવા માટે આ મનુષ્ય જન્મ ઉપયોગી છે બીજા ભવોમાં ધર્મની આરાધના અનેક કારણોથી બની શકતી નથી, પરંતુ આ મનુષ્ય જન્મમાં ધર્મની આરાધના કરીને અનેક જીવો મોક્ષે ગયા છે જાય છે અને જશે”

“શરૂઆતમાં મધુર લાગતા પરંતુ પરિણામે મહા ભયંકર એવા ઇન્દ્રિયોના વિષયો છે તે વિષયોમાં આસક્ત થએલા જીવો આ સંસાર સમુદ્ર તરી શકતા નથી પરંતુ તેમાં અથડાતા અથડાતા અનેક પ્રકારના દુઃખો ભોગવે છે માટે જો આ સંસારના દુઃખોનો નાશ કરવો હોય તો પ્રથમ વિષયોનો ત્યાગ કરવો જરૂરી છે”

“નારકીઓને પરમાધામી દેવો નિરંતર દુઃખ આપ્યા કરે છે તેમજ ત્યાં છેદનાદિની અનેક પ્રકારની તીવ્ર વેદનાઓ હોવાથી તેમને જરા પણ સુખ નથી તિર્યંચ ગતિમાં પણ શીત, વાત, તડકો તથા જળ, તેમજ વધ, બંધન, ભૂખ અને તરસની વિવિધ પ્રકારની પીડાઓ હોવાથી તેમને સુખ

છે ? ગર્ભવાસ, વ્યાધિ, જરા વગેરેથી પીડાતા મનુષ્યોને પણુ સુખ નથી તેમજ દેવગતિમા પરસ્પર ઇર્ષ્યા, કલહ અને ચ્યવન-મરણ નજીક છે એમ જાણીને દેવો પણ દુખી થાય છે તોપણ જળ જેમ નીચી જમીન તરફ જાય તેમ જીવો અજ્ઞાનથી વારવાર સસારમા સુખ માનીને ભટકે છે, માટે હે ભવ્ય જનો ! દૂધ વડે સર્પનુ પોષણ કરવાની જેમ આ મનુષ્ય જન્મ વડે તમે સસારનુ પોષણ કરશો નહિ"

"આ સસારમા જીવોનુ આયુષ્ય, યૌવન, ધન વગેરે નાશવત છે તેનો વિશ્વાસ કરનાર જીવો ધર્મ કરી શકતા નથી, માટે ધર્મ કરવામાં વિલબ કરવો યોગ્ય નથી"

"આ ચાર ગતિના નાશથી જીવને મોક્ષના શાશ્વતા સુખ મળે છે જ્યા જન્મ નથી, મરણ નથી, જરા નથી, કજીયા કકાસ નથી, પરતુ અનત અવ્યાબાધ એકાત સુખ છે માટે જો તમે આ સસારના દુખોથી કટાળ્યા હો અને તેમાથી છૂટી મોક્ષ સુખ મેળવવું હોય તો ધર્મમા ઉદ્યમ વાળા થાઓ"

"આ મોક્ષનું સુખ સમ્યગ્ દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ ચારિત્રની આરાધનાથી મેળવાય છે દાન, શીલ, તપ અને ભાવના ભેદથી ચાર પ્રકારનો ધર્મ છે વળી સર્વ વિરતિ અને દેશ વિરતિ એમ બે પ્રકારનો ધર્મ છે તેમા પાચ મહાવ્રતોના પાલન રૂપ સર્વ વિરતિ ધર્મથી સુગમ-જલદીથી મોક્ષપ્રાપ્તિ થાય છે પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર પ્રકારના વ્રતના પાલનથી દેશ વિરતિ ધર્મ આરાધાય છે જેનાથી સર્વ વિરતિ ધર્મ

ન પાળી શકાય તે આ દેશ વિરતિ ધર્મને આરાધીને પણ ધીમે ધીમે મોક્ષ સુખ મેળવી શકે છે આ બને પ્રકારના ધર્મનું મૂળ સમકિત છે " જિનેશ્વરના વચન ઉપર સંપૂર્ણ શ્રદ્ધા તે સમકિત કહેલુ છે તે સમકિત વિના કરેલી ઉપરના બને પ્રકારના ધર્મની આરાધના ફળદાયી થતી નથી

"ક્રિયાદિક ક્રિયા ન દીયે સમકિત વિણુ શિવશર્મ
તે માટે સમકિત વડું, જાણો પ્રવચન મર્મ"

ઉપર પ્રમાણેની પ્રભુની દેશના સાભળીને ભરત મહારાજાના પુત્ર ઋષભસેન (પુંડરીક) તથા મરિચી વગેરે પાચસો પુત્રોએ તથા સાતસો પૌત્રોએ દીક્ષા-ચારિત્ર લીધુ કેમકે લઘુ કર્મવાળા ઉત્તમ જીવોને ગુરૂનો ઉપદેશ ઘણુ કરીને સાક્ષી રૂપ હોય છે બ્રાહ્મીએ પણ ભરતની આજ્ઞા મેળવી દીક્ષા વ્રત લીધુ પરંતુ ભરતે સુંદરીને સ્ત્રી રત્નની આશાથી ચારિત્ર લેતા રોકી, તેથી ભરત મહારાજ પ્રથમ શ્રાવક અને સુંદરી પ્રભુની પ્રથમ શ્રાવિકા થઈ બીજા પણ અનેક જીવોએ ચારિત્ર, દેશવિરતિ, સમકિત વગેરે યથાશક્તિ વ્રતો ગ્રહણ કર્યા એ પ્રમાણે પ્રથમ ચતુર્વિધ સંઘની સ્થાપના થઈ પ્રભુએ ઋષભસેન વગેરે ૮૪ ગણધરોને ત્રિપદી આપી તેથી તેઓએ ચૌદ પૂર્વો અને બાર અંગની રચના કરી બીજી પણ બલિ વગેરેની અનેક વિધિઓ કરી પ્રભુ પછી ઋષભસેન-પુંડરીક ગણધરે પણ દેશના આપી દેશના પૂરી થયે પ્રભુને પ્રણામ કરીને સૌ પોત પોતાને સ્થાને ગયા

પ્રભુ પણ ત્યાથી વિહાર કરી ગયા અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડતા પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા

---

## પ્રકરણ આઠમુ.

## પ્રભુને કેવલજ્ઞાન થયા પછીની ટૂંક બીના (ઉપસંહાર)

અહી મુખ્યતાએ અક્ષય તૃતીયાને ઉદ્દેશીને લખાએલી આ કથા પૂરી થાય છે અક્ષય તૃતીયા–અખાત્રીજ પર્વની ઉત્પત્તિ પ્રભુ શ્રીઋષભદેવથી થએલી હોવાથી આ કથામા તેમના જીવન પ્રસગોનુ ટુકમા વર્ણન કર્યું છે અક્ષય તૃતીયા અખાત્રીજ અને કેવળજ્ઞાન પછીનુ આઠમુ પ્રકરણ પ્રભુની વિશેષ હકીકત જણાવવાના ઉદ્દેશથી અહી આપવામા આવ્યું છે

હવે કથાની સમાપ્તિ કરતા પહેલાં પ્રભુની સાથે સબધવાળા ત્યાર પછીના બનાવો ટુકામા જણાવી દઈએ ભરત મહારાજાની આયુધ શાળામા ચક્રરત્ન ઉત્પન્ન થયા પછી તેમણે ભરત ક્ષેત્રના છ ખડ સાધ્યા તેમા અનેક લડાઈઓ થઈ પ્રભુના ૯૮ પુત્રોએ ભરતની આજ્ઞાનો સ્વીકાર ન કરતા પ્રભુની આજ્ઞાનો સ્વીકાર કર્યો એટલે તેમણે ૯૮ ભાઈએ પ્રભુ પાસે ચારિત્ર લીધુ

પરતુ ભરત મહારાજાના નાના ભાઈ બાહુબલિએ ભરત રાજાની આજ્ઞા માનવાની સાફ ના કહી, તેથી તેમની સાથે મોટુ યુદ્ધ થવાની તૈયારી હતી, પરતુ ઈન્દ્ર મહારાજાના સમજાવવાથી બને ભાઈઓએ જ એક બીજા સાથે દૃષ્ટિ યુદ્ધ, મુષ્ટિ યુદ્ધ, બાહુ યુદ્ધ વગેરે અનેક પ્રકારના યુદ્ધો કર્યા તે બધામા ચક્રવર્તીની હાર થઈ કારણ કે તેઓ યુદ્ધમા ચક્રવર્તી કરતા બધી રીતે ચઢીયાતા હતા છેવટે ભરત મહારાજા પોતાના નાના ભાઈને મારવાને ચક્ર

રત્ન મૂકે છે પરતુ 'ચક્રરત્ન સગોત્રીને લાગતું' નથી, તેથી બાહુબલિને પ્રદક્ષિણા દઈ ને તે પાછુ આવે છે વિલખા થએલા ચક્રવર્તીને મારવા બાહુબલિ પોતાનો હાથ ઉંચો કરીને ચક્રવર્તીના ચૂરા કરવા માટે ભરત રાજાના માથામા મૂઠી મારવા જાય છે પરતુ તે દરમિયાનમા તેમના હૃદયમા વૈરાગ્ય ભાવ પેદા થાય છે, તેથી તે ઉગામેલા હાથ વડે જ પોતાના મસ્તક ઉપરના વાળનો પચમુષ્ટિથી લોચ કરીને પોતાની મેળે દીક્ષા લઈ ને ચાલી નીકળે છે

દીક્ષા લીધા પછી બાહુબલિ "પોતાથી નાના ૯૮ ભાઈઓ જેમણે પ્રભુ પાસે પ્રથમ દીક્ષા લીધી છે તેઓ નાના હોવાથી તેમને વદન કેમ કરાય" એવા અભિમાનથી પ્રભુ પાસે જતા નથી તેમનો વિચાર એવો છે કે પ્રથમ કેવલજ્ઞાન મેળવી પછી પ્રભુ પાસે જવુ એટલે નાના ભાઈઓને વદન કરવુ પડે નહિ પરતુ અભિમાન હોય ત્યા સુધી કેવલજ્ઞાન ક્યાથી થાય ?

'સવત્સર વીતુ એ બેની, આવી બોલ પમાડે,
ગજ પર બેઠા હેઠા ઉતરો, ઉઘ અનાદિ ઉડાડે
વિચાર કરતા સમજુ સમજ્યા દૂર કર્યું અભિમાન,
ધર્મ ધુરધર જિનના નન્દન, પામ્યા કેવલજ્ઞાન.'

બાહુબલિજીએ એક વર્ષ સુધી કાઉસ્સગ્ગ ધ્યાનમા રહીને ઉગ્ર તપશ્ચર્યા કરી પરતુ તેમનામા રહેલો અભિમાન કેવલજ્ઞાન થવા દેતો નથી પ્રભુ શ્રી ઋષભદેવ બ્રાહ્મી અને સુદરીને બાહુબલિને પ્રતિબોધ કરવા મોકલે છે બને બેનો પ્રથમ તો ભાઈને ઓળખી પણ શકતા નથી કારણ કે

આ માહ મહિનાની વદ તેરસનો દિવસ હતો તે વખતે ત્રીજો આરો પૂરો થવાને નેવ્યાસી પખવાડીયા બાકી હતા દિવસના પ્રથમ ભાગમા અભિચિ નક્ષત્રની સાથે ચંદ્રમાનો યોગ ચાલતો હતો ત્યારે ભગવાન યોગ નિરોધ કરી અયોગી અવસ્થા ।। શૈલેશીકરણમા પાચ હ્રસ્વાક્ષર કાળ રહીને ચાર અઘાતી કર્મનો ક્ષય કરી મોક્ષમા ગયા પ્રભુ મોક્ષે ગયા તે સમયે ૧૦૮ સાધુઓ તેમની સાથે જ મોક્ષે ગયા. તે વખતે બીજા દશ હજાર સાધુઓને કેવળજ્ઞાન થયુ

આ પ્રભુનુ પાચમુ નિર્વાણ કલ્યાણક થયુ ભરત ચક્રવર્તી પ્રભુના નિર્વાણથી ઘણા શોકાતુર થયા મંત્રીઓએ તેમને સમજાવી શોક દૂર કર્યો

ત્યાર પછી પ્રભુની અને બીજા મોક્ષે ગએલા સાધુઓની અગ્નિસંસ્કાર વગેરેની ક્રિયા કરી ઇન્દ્રો તથા દેવો નન્દીશ્વર દ્વીપે અઠ્ઠાઇ મહોત્સવ કરી સ્વસ્થાને ગયા

ભરત ચક્રવર્તીએ પણ છ ખંડ સાધ્યા તેઓ ભરત ક્ષેત્રમાં પ્રથમ ચક્રવર્તી થયા તેમને આરીસા ભુવનમાં જ અનિત્ય ભાવના ભાવતા કેવળજ્ઞાન થયુ છે અને હવે આપેલો સાધુ વેશ લઇને પૃથ્વી ઉપર વિચર્યા છે તેમની પછી તેમના પુત્ર આદિત્યયશા રાજા થયા.

વંદન હો શ્રી ઋષભદેવ સ્વામીને ! આરિસા ભુવનમાં કેવળજ્ઞાન મેળવનાર ભરત કેવલીને !! તથા ઋષભસેનાદિ ગણધરોને !!!

## અખાત્રીજની કથા સમાપ્ત

## પ્રકીર્ણ શ્લોકો

તપનો પ્રભાવ —

यद् दूर यद् दुराराध्य यच्च दूरे व्यवस्थितम् ।
तत्सर्वं तपसा साध्य तपो हि दुरतिक्रमम् ॥ १ ॥

'જે વસ્તુ-પદાર્થ દૂર છે, જે કાર્ય સાધવાનુ બહુ મુશ્કેલ છે, અને જે ઘણે દૂર રહેલુ હોય અથવા જે કાર્ય કરતા ઘણો વખત લાગે તેમ હોય તે, સર્વ કાર્યો તપ વડે જલદી સિદ્ધ થાય છે, કારણ કે તપનો પ્રભાવ દુરતિક્રમ છે એટલે કે તપનુ ઉલ્લઘન દેવ કે દાનવ વગેરે કોઈથી થઈ શકતુ નથી ' ૧

તપ શા માટે કરવુ ?—

मूलोत्तरगुणश्रेणि-प्राज्यसाम्राज्यसिद्धये ।
बाह्यमाभ्यन्तर चेत्थ तप कुर्या महामुनि ॥ २ ॥

'મહા મુનિઓએ મૂલ ગુણો અને ઉત્તર ગુણોની શ્રેણિ એટલે સમુદાય રૂપ વિશાળ સામ્રાજ્ય લક્ષ્મી એટલે આત્મ-સ્વરૂપની સિદ્ધિ માટે છ પ્રકારના બાહ્ય તથા છ પ્રકારના અભ્યન્તર એમ બાર પ્રકારના તપ કરવા જોઈએ મહા મુનિને પણ તપ આચરવા યોગ્ય છે, તો આપણા જેવા સામાન્ય જીવોએ તો યથાશક્તિ તપ જરૂર આચરવો જોઈએ ' ૨

તપના આરાધક કેવા હોવા જોઈએ ?—

क्षान्तो दान्तो निरारम्भ उपशान्तो जितेन्द्रिय ।
एतदाराधको ज्ञेयो विपरीतो विराधक ॥ ३ ॥

'ક્ષમાવાન્, ઇન્દ્રિયોને દમન કરનાર, પાપારભના

ત્યાગી, શાન્ત સ્વભાવવાળા, ઈન્દ્રિયોને જિતનાર—વશ કર નાર, આવા ઉત્તમ ગુણોવાળા જે ભવ્ય જીવ હોય તે તપના આરાધક જાણવા અને તેથી વિપરીત એટલે વિરૂદ્ધ આચરણ કરનાર જીવો વિરાધક જાણવા ’ ૩

तप सकलकर्मभिद्विविधलब्धिरघिष्ठित गृहे
पुरि च दुर्भगोऽप्यहह नन्दिषेणो द्विज ।
व्रते शमतपःपर सुरनरैश्च वन्द्योऽभवद्रवि-
ज्वलनतापित श्रयति दीप्तिमामो घट ॥ ४ ॥

‘ તપ સઘળા કર્મને ભેદનારૂ એટલે નાશ કરનારૂ છે, વિવિધ પ્રકારની લબ્ધિને પ્રાપ્ત કરાવનારૂ છે ( દૃષ્ટાન્ત આપે છે— ) અહો ! નંદિષેણ નામે બ્રાહ્મણ જે પોતાના ઘરમાં તથા નગરમાં પણ મહા દુર્ભાગી હતો, તે ચારિત્ર ગ્રહણ કરીને શમ સહિત તપમા તત્પર થવાથી દેવતા તથા મનુષ્યોને વંદનીય થયા જુઓ સૂર્ય અને અગ્નિથી તપેલો કાચો ઘડો પણ કાન્તિવાળો થય છે ’ ૪

यस्तपोविधिराम्नातो जिनैर्गीतार्थसाधुभि ।
त तथा दुर्वता सन्तु मनोवाछितसिद्धय ॥ ५ ॥

‘ શ્રી તીર્થંકર ભગવતોએ તથા ગીતાર્થ ( સૂત્ર અર્થના જાણકાર ) મુનિરાજોએ જે તપનો વિધિ કહ્યો છે તે તપને વિધિ પૂર્વક આચરવાથી મનોવાછિત સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે ’ ૫

यसत्या दानशक्तौ च दद्दशक्तिर्नवेदय च ।
अनुष्ठेय पुण्यवद्भिस्तप कर्म सुदुष्करम् । ६ ॥

‘ જે પુણ્યવાન પુરૂષોમા દાન આપવાની શક્તિ

તેઓએ પોતાની શારીરિક શક્તિને જોઈને એટલે શક્તિ હોય તે પ્રમાણે અત્યન્ત દુષ્કર તપ કર્મ આચરવુ ' ૬

तद्धे द्वादशस्य स्याद्बाह्यान्तरभेदा ।
सयोज्य षड्विध बाह्य-मुपवासादिकर्मभिः ॥ ७ ॥

' તે તપ બાહ્ય અને અભ્યન્તર ભેદે કરીને બાર પ્રકારનું છે છ પ્રકારે બાહ્યતપ અને છ પ્રકારે અભ્ય તર તપ છે તેમાથી બાહ્ય તપ ઉપવાસ વગેરે વડે છ પ્રકારે કરવુ ' ७

तप प्रारम्भणे कार्य-मष्टधा जिनपूजनम् ।
तपोनिर्वाहसिद्धयर्थं पौष्टिक विधिसयुतम् ॥ ८ ॥

' તપનો આરભ કરતા તપના નિર્વાહની સિદ્ધિને માટે શ્રી જિનેશ્વરની અષ્ટપ્રકારી—આઠ પ્રકારે પૂજા કરવી તેમજ વિધિપૂર્વક પૌષ્ટિક કર્મ કરવુ ' ८

ग्रहदिक्पालयक्षाणा मुद्रा नैवेद्यसत्फलै ।
यदर्चन गुरु कुर्यात्तत्पौष्टिकमुदाहृतम् ॥ ९ ॥

' નવ ગ્રહો, દશ દિક્પાલો અને યક્ષોનુ મુદ્રા એટલે મહોર અથવા સોના—રૂપા નાણુ, નૈવેદ્ય તથા સુદર ફળો વડે જે મોટુ પૂજન કરવુ તે પૌષ્ટિક કર્મ કહેલુ છે ' ૯

पुस्तकाम्बरपात्रान्नदान गुरु गुरुष्वपि ।
सघार्चा क्षेत्रदेवीपुरदैवतपूजनम् ॥ १० ॥

' વળી તપના આરભમા ગુરૂઓને નિર્દોષ પુસ્તક, વસ્ત્ર, પાત્ર તથા અન્નનુ દાન આપવુ, સઘની પૂજા કરવી અને ક્ષેત્ર દેવતા તેમજ પુર દેવતાની પૂજા કરવી ' ૧૦

शुद्ध तप केवलमप्युदार, सोद्यापनस्यास्य पुन स्तुम किम् ।
दुग्ध पयो धेनुगुणेन तद् द्राक्षासिताक्षोदयुत सुधैव ॥ ११ ॥

अनादिसिद्धदुष्कर्म-द्वेषिसंघातघातकम् ।
इदमाद्रियते वीरैः, खड्गधारोपमं तपः ॥ १४ ॥

'અનાદિ કાળથી સિદ્ધ દુષ્કર્મો રૂપી શત્રુના સમૂહનો નાશ કરનાર, ખડગની ધારા સરખુ આ તપ વીર પુરૂષો આદરે છે ' ૧૪

निर्दोषं निर्निदानाढ्यं तन्निर्जराप्रयोजनम् ।
चित्तोत्साहेन सद्बुद्ध्या, तपनीयं तपः शुभम् ॥ १५ ॥

'દોષ રહિત, નિયાણા રહિત, ફક્ત નિર્જરા કરવાના પ્રયોજનવાળુ, શુભ તપ સદ્‌બુદ્ધિ વડે મનના ઉત્સાહ પૂર્વક કરવુ લાગ્યુ કે આવી રીતે કરેલુ તપ જ આધાર ફળદાયી થાય છે અથવા કર્મની ઘણી નિર્જરા કરનાર થાય છે ' ૧૫

रसरुधिरमांसमेदोऽस्थिमज्जाशुक्राण्यनेन तप्यन्ते ।
कर्माणि चाशुभानीत्यतस्तपो नाम नैरुक्तम् ॥ १६ ॥

'જેનાથી રસ, રૂધિર માંસ, ચરબી, હાડકા, મજ્જા અને શુક્ર તથા અશુભ કર્મો તપે–તાપ પામે છે તેનુ 'તપ એવુ નામ કહેલુ છે ' ૧૬

यः पालयित्वा चरणं विशुद्धं करोति भोगादिनिदानमज्ञः ।
स वर्धयित्वा फलदानदक्षं कल्पद्रुमं भस्मयतीह मूढः ॥ १७ ॥

'જે અજ્ઞાની માણસ વિશુદ્ધ ચારિત્રનુ પાલન કરીને ભોગાદિની પ્રાપ્તિ માટે નિયાણુ કરે છે, તે મૂર્ખ માણસ ફલ આપવામા ચતુર કલ્પવૃક્ષને પોષણ કરી–વધારીને તેને બાળી નાખે છે ' ૧૭

सो अ तवो कायव्वो जेण मणो मंगुलं न
जेण न इंदियहाणी जेण जोगा न हायंति

'જે તપ કરવાથી મનમાં અશુભ વિચાર તથા જે તપથી ઇંદ્રિયોની હાનિ ન થાય તેમજ હાનિ ન પામે તેવો તપ કરવો જોઈએ' ૧૮

धनार्थिनां यथा नास्ति, शीततापादि दुःसहम्।
तथा भवविरक्तानां तत्त्वज्ञानार्थिनामपि ॥१९॥

'જેમ ધનના અર્થીને ટાઢ તડકો દુઃસહ લાગતો તેમ ભવથી વૈરાગ્ય પામેલા તત્ત્વજ્ઞાની પુરૂષોને પણ તે તડકો દુઃસહ લાગતો નથી' ૧૯

તપાચારના બાર ભેદો —

द्वादशधास्तपाचारा-स्तपोऽर्हद्भिर्निरूपिता।
अशनाद्या षड् बाह्या षट् प्रायश्चित्तादयस्त्वान्तराः॥

'તપસ્વી પરમાત્માએ બાર પ્રકારે તપ કહ્યો છે તેમાં અશનનો ત્યાગ વગેરે છ પ્રકારે બાહ્ય તપ કહ્યો છે અને પ્રાયશ્ચિત્ત વગેરે છ પ્રકારે અભ્યંતર તપ કહ્યો છે' ૨૦

છ પ્રકારના બાહ્ય તપ —

अणसण-मुणोअरीया वित्तीसंखेवणं रसच्चाओ।
कायकिलेसो संलीणया य बज्झो तवो होइ ॥२१॥

'૧ અનશન તપ, ૨ ઉણોદરી તપ, ૩ વૃત્તિ સંક્ષેપ તપ, ૪ રસત્યાગ તપ, ૫ કાયક્લેશ અને છઠ્ઠું સંલીનતા તપ એમ છ પ્રકારે કહ્યો છે' ૧

७ પ્રકારના અભ્યન્તર તપના નામ —

पायच्छित्त विणओ वेयावच्च तहेव सज्झाओ ।
झाणं उस्सग्गोवि अ अभितरओ तवो होइ ॥ २२ ॥

'૧ પ્રાયશ્ચિત્ત તપ, ૨ વિનય તપ, ૩ વૈયાવૃત્ય તપ, ૪ સ્વાધ્યાય તપ, ૫ ધ્યાન તપ અને ૬ કાયોત્સર્ગ તપ એમ ૬ પ્રકારે અભ્યંતર તપ જાણવું ' ૨૨

અનશન તપાચારનું સ્વરૂપ —

तत्रानशन द्विधा प्रोक्त यावज्जीविकमित्वरम् ।
द्विघटिकादिक स्वल्प चोत्कृष्ट यावदात्मिकम् ॥ २३ ॥

'અશનના ત્યાગ રૂપ અનશન તપ યાવજ્જીવ અને ઈત્વરિક એમ બે પ્રકારે કહ્યો છે, પ્રથમ જાવજ્જીવ અને બીજો ઈત્વર તેમા બે ઘડીવાળો તે ઈત્વર એટલે સ્વલ્પ કાલવાળો અનશન તપ અને જાવજ્જીવ સુધીનો તે ઉત્કૃષ્ટ અનશન તપ એટલે જીવન પર્યંત આહારના ત્યાગ રૂપ જાણવો ' ૨૩

ઉનોદરી નામે બીજો તપાચાર —

उनोदरि तपो द्रव्य-भावभेदात्मक पर ।
विविशिष्य क्षायमानत्वा महत्फ निरन्तरम् ॥ २४ ॥

'આ ઉનોદરી નામનું તપ પણ દ્રવ્ય ઉનોદરી અને ભાવ ઉનોદરી એમ બે પ્રકારે તીર્થંકરોએ કહેલું છે આ તપનું વિશેષપણું જાણવાથી તે હમેશા મોટા ફળને આપે છે ' ૨૪

ઉપવાસ કોને કહેવાય? તે જણાવે છે —

कषायविषयाहारत्यागो यत्र विधीयते ।
उपवास स विज्ञेय शेष लघनक विदु ॥ २५ ॥

'જે તપમાં કષાય, વિષયો તથા આહારનો ત્યાગ કરાય છે તે જ ઉપવાસ જાણવો બાકીના ઉપવાસ નહિ પરંતુ લાંઘણ જાણવી ' ૨૫

વૃત્તિ સંક્ષેપ નામનો ત્રીજો તપાચાર —

યનન હ્યનયા વૃત્તિ-ર્ભિક્ષાશનજલાદિકા ।
તસ્યા સંક્ષેપણ કાય, દ્રવ્યાદ્યભિગ્રહા ચતે ॥૨૬॥

'જેનાથી આજીવિકા ચાલે-જીવી શકાય તે વૃત્તિ કહેવી છે તે ભિક્ષા વડે અન્ન તથા જળ વગેરેને મેળવવા રૂપ જાણવી તે વૃત્તિનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી અભિગ્રહ લઈને સંક્ષેપ કરવો તે વૃત્તિસંક્ષેપ તપ કહેવાય છે ' ૨૬

રસત્યાગ નામનો ચોથો તપાચાર —

વિકૃતિહેતુરસાનાં યસ્ત્યાગો યત્ર તપો હિ તત્ ।
ગુર્વાજ્ઞાં પ્રાપ્ય વિકૃતિં ગૃહ્ણાતિ વિધિપૂર્વકમ્ ॥૨૭॥

'વિકાર કરનારા રસોનો જે ત્યાગ કરવો તે રસત્યાગ નામનું તપ કહેવાય છે હમણાં આ તપમાં પણ ગુરૂની આજ્ઞા લઈને વિધિ પૂર્વક વિગઈ ગ્રહણ કરાય છે ' ૨૭

કાયક્લેશ નામનો પાંચમો તપાચાર —

વીરાસનાદિના ક્લેશ કાયસ્યાગમયુક્તિત ।
તનુબાધાસ્વરૂપોઽય, વિધેયસ્તત્તપ સ્મૃતમ્ ॥ ૨૮ ॥

'વીરાસન આદિ આસનો વડે, કેશલોચ વગેરે વડે, આગમમાં કહેલી યુક્તિ પ્રમાણે, શરીરને સમજણ પૂર્વક કષ્ટ આપવા રૂપ ( કષ્ટ સહન કરવા રૂપ ) કાયક્લેશ તપ કહેવાય છે ' ૨૮

संलीनता नामनो छट्ठो तपाचार —

इन्द्रियादिचतुर्भेदा संलीनता निगद्यते ।
बाह्यतपोऽन्तिमो भेद स्वीकार्य स्कन्दर्षिवत् ॥२९॥

'इंद्रिय संलीनता वगेरे चार भेद संलीनता कहेवी छे आ संलीनत नामनो बाह्य तपनो छेल्लो भेद स्कन्दक ऋषिनी पेठे अंगीकार करवो' २९

इंदियकसायजोए पडुच्च संलीणया मुणेयव्वा ।
तह य विवित्तचरिया पन्नत्ता वीयरागेहिं ॥३०॥

'इन्द्रिय संलीनता, कषाय संलीनता, योग संलीनता एम त्रण प्रकारनी तथा विविक्त चर्या नामनी चोथा प्रकारनी संलीनता वीतराग भगवंतोए कही छे' ३०

प्रायश्चित्त नामनो अभ्यन्तर तपनो पहेलो भेद अथवा सातमो तपाचार —

गीतार्थादिगुणैर्युक्तं लब्ध्वाचार्यं विवेकिना ।
प्रायश्चित्तं तपो ग्राह्यं पापकल्मषशोधकम् ॥३१॥

'विवेकी जनोए गीतार्थादि गुणोवाळा आचार्यने पामीने पाप कर्मने शोधनार प्रायश्चित्त नामनु तप ग्रहण करवु एटले सूत्र अर्थना जाण सुगुरुनी आगळ पोताना दोषो जणावीने तेमना कहेवा प्रमाणे तप करवु' ३१

विनय नामनो अभ्यन्तर तपनो बीजो भेद अथवा आठमो तपाचार

चतुर्धा विनयः प्रोक्तः सम्यग्ज्ञानादिभेदतः ।
धर्मकार्ये नरः सोऽह विनयाख्यतपोऽञ्चितः ॥३२॥

'સમ્યગ્ જ્ઞાન વગેરે ભેદે ચાર પ્રકારનો વિનય કહેલો છે ધર્મ કાર્યમાં આ વિનય ગુણવાળો મનુષ્ય યોગ્ય કહેલ છે' ૩૨

વૈયાવૃત્ય નામનો અભ્યન્તર તપનો ત્રીજો ભેદ અથવા નવમો તપાચાર —

यथार्ह तत्प्रतीकारो, व्याधिपरीषहादिषु।
वैयावृत्त्य तदुक्तान्य विश्रामणाशनादिभि ॥३३॥

'વ્યાધિ તથા પરીષહાદિમાં જેમ ઘટે તેમ તેનો પ્રતીકાર એટલે ઉપાય કરવો તથા વિશ્રામણા (હાથ પગ ચાંપવા-દાબવા વગેરે) તથા અશનાદિક વડે વૈયાવૃત્ય કરવું' ૩૩

સ્વાધ્યાય નામનો અભ્યન્તર તપનો ચોથો ભેદ અથવા દશમો તપાચાર —

स्वाध्याय पञ्चधा प्रोक्तो, महतीनिर्जरा[illegible]।
तपोपूर्तिरनेन स्यात्, सर्वोत्कृष्टस्तता[illegible] ॥३४॥

'પાચ પ્રકારે સ્વાધ્યાય કહેલો છે તે સ્વાધ્યાય મોટી કર્મ નિર્જરા કરનાર છે, એનાથી તપની પૂર્તિ થાય છે તેથી અરિહત ભગવાને આને સર્વોત્કૃષ્ટ તપ કહ્યો છે' ૩૪

ધ્યાન નામનો અભ્યન્તર તપનો પાચમો ભેદ અથવા અગિયારમો તપાચાર —

अन्तर्मुहूर्तमात्र यदेकाग्रचित्त[illegible]।
तद्ध्यान चिरकाग्निना, कर्मेन्धन[illegible] ॥३५॥

'અન્તર્મુહૂર્ત માત્ર કાલ સુધી જે ચિત્તની —

થાય તે ધ્યાન કહેવાય છે અને તે ધ્યાન ઘણા લાબા કાળના બાધેલા કર્મોનો ક્ષય કરવામા કારણ રૂપ થાય છે ' ૩૫

કાયોત્સર્ગ નામનો અભ્યન્તર તપનો છઠ્ઠો ભેદ અથવા બારમો તપાચાર —

प्रायो वाङ्मनसोरेव स्याघ्याने हि नियत्रणा ।
कायोत्सर्ग तु कायस्याप्यतो ध्यानात् फल महत् ॥३६॥

'ધ્યાનમાં પ્રાયે કરીને વાણી અને મનને કબજે રાખી શકાય છે પણ કાયોત્સર્ગમા તો કાયાને પણ કબજે રાખવાની છે તેથી ધ્યાન કરતા પણ કાયોત્સર્ગનુ મોટુ ફળ મળે છે ૩૬

## અખાત્રીજ-વર્ષીતપના પારણાના સ્તવનો

(૧)

શ્રી રિખવ વરસોપવાસી, પૂરવની પ્રીત પ્રકાશી,
શ્રેયાસ બોલે શાબાશી, બાબાજી વિનતિ અવધારો,
મારે મદિરીએ પાઉ ધારો, બાબાજી વિનતિ અવધારો ૧
શેલડી રસ સુજતો વ્હોરો, નાથજી ન કરાવો ન્હોરો,
દરિસણ ફ્લ આવો દોરો, બાબાજી વિનતિ અવધારો ૨
પ્રભુએ તવ માડી પસલી, આહાર લેવાની ગતિ અસલી,
પ્રગટી નવ દુર્ગતિ વસલી, બાબાજી વિનતિ અવધારો ૩
અજુવાલી ત્રીજ વશાખી, પચ દિવ્ય થતા શાખી,
એ તો દાન તણી ગતિ દાખી, બાબાજી વિનતિ અવધારો ૪
એમ સુગાદિ પર્વ જાણો, અખાત્રીજ નામે વખાણો,
સહુ કોઈ કરે ગલમાણો, બાબાજી વિનતિ અવધારો

સહસ વરસે કેવળ પાયો, એક લાખ પૂરવ અર આયો,
પછી પરમ મહોદય પાયો, બાબાજી વિનતિ અવધારો ૬
એમ ઉદય વદે ઉવજ્ઝાયા, પૂજીજી તુમે રિખવના પાયા,
જેણે આદિ ધર્મ ઉપાયા બાબાજી વિનતિ અવધારો ૭

(૨)

દેખો માઈ આજ રૂષભ ઘર આવે,
રૂપ મનોહર જગદાનંદન, સબહી કે મન ભાવે
દેખો માઈ આજ રૂષભ ઘર આવે ૧
કેઈ મુક્તાફળ થાળ વિશાળા, કેઈ મણિ માણિક ભાવે દેખો૦ ૨
હય ગય રથ પાયક બહુ કન્યા, પ્રભુજીકુ વેગે વધાવે દેખો૦ ૩
શ્રી શ્રેયાસ કુમાર દાનેશ્વર, ઈક્ષુ રસ વહોરાવે દેખો૦ ૪
ઉત્તમ દાન દીએ અમૃત ફલ, સાધુ કીર્તિ ગાવે દેખો૦ ૫

(૩)

પસારી કર લીજે, ઈક્ષુરસ ભગવાન,
ચઢત શિખા શ્રયાસ કુમરકી, માનુ નિરમલ ધ્યાન પસારી૦ ૧
મે પુરૂષોત્તમ કરકી ગંગા, તુ તો ચરન નિદાન
ઘંત ગંગા અંબર તરજનકુ, માનુ ચલી અસમાન પસારી૦ ૨
કીધો વિધુ-બિંબ સુધાશુ ચાહત, આપ મધુર [illegible],
કીધા દાયકકી પુણ્ય પરંપર, દાખત વરગ નિદાન પસારી૦ ૩
પ્રભુ કરે ઈક્ષુરસ દેખી કરત હું, બેસી [illegible],
જસ કહે ચિત્ત વિત્ત પાત્ર મિલાવે, સું રવિટૂ જિન [illegible]

ॐ

કેટલાક જૈનેતર વિદ્વાન સાક્ષરોના જૈનધર્મ માટેના ઉત્તમ વિચારો વિવિધ વાચનમાંથી તારવીને એ ચાર પ્રસિદ્ધ વ્યક્તિના અભિપ્રાયો અત્રે અપાય છે

જૈનધર્મની પ્રાચીનતા અને પવિત્રતાના સંબંધમાં પાશ્ચાત્ય વિદ્વાનોને પણ પોતાના વિચારો બદલવા પડયા છે

પ્રખ્યાત ઇટાલિયન ભાષાશાસ્ત્રી અને વિદ્વાન ડૉ એલ પી. ટેસીટોરીએ એક સ્થળે હિંદીમાં લખ્યું તેનો અનુવાદ આ રહ્યો

"જૈન દર્શન બહુ ઉચ્ચ પંક્તિનું છે એના મુખ્ય તત્ત્વો વિજ્ઞાન શાસ્ત્રના આધાર ઉપર રચાયેલાં છે મારું આ માત્ર અનુમાન નથી પણ પૂર્ણ અનુભવ છે જેમ જેમ પદાર્થ વિજ્ઞાનની પ્રગતિ થાય છે તેમ તેમ જૈનધર્મના સિદ્ધાન્તો સિદ્ધ થતા જાય છે"

જર્મનીના જગવિખ્યાત ડૉ હર્મન જેકોબીએ લખ્યું છે

ઇંગ્લીશનું ભાવાર્થ– અન્તમાં મને મારો નિશ્ચય જાહેર કરવા દો કે જૈનધર્મ એ મુળ ધર્મ છે બધાં દર્શનોથી સર્વથા ભિન્ન છે અને સ્વતંત્ર છે પ્રાચીન ભારતવર્ષનું તત્વજ્ઞાન અને ધાર્મિક જીવનના અભ્યાસને માટે તે ઘણો મહત્વનો છે"

લોકમાન્ય તિલકમહાશયે સન ૧૯૦૪ ના ડિસેમ્બરના કેસરી પત્રમાં લખ્યું છે કે –"ગ્રન્થો તેમજ સામાજિક વ્યાખ્યાનો દ્વારા માલૂમ પડે છે કે જૈનધર્મ અનાદિ છે એ વાત નિર્વિવાદ તથા મતભેદ રહિત છે આ વિષયમાં ઇતિહાસના પ્રબળ પ્રમાણો છે અને નિદાન ઈ સ થી પર૬ વર્ષ પહેલાનો જૈનધર્મ સિદ્ધ જ છે મહાવીરસ્વામિ જૈનધર્મને પુન પ્રકાશમાં લાવ્યા આ વાતને આજે ૨૪૦૦ વર્ષ વ્યતીત થઇ ચુક્યા છે બૌદ્ધધર્મની સ્થાપનાની પહેલાં જૈનધર્મ ફેલાઈ રહ્યો હતો એ વાત બીનતુન વિશ્વાસ કરવા યોગ્ય છે ચોવીસ તીર્થંકરોમાં મહાવીરસ્વામિ અન્તિમ તીર્થંકર હતા એથી પણ જૈનધર્મની પ્રાચીનતા માલૂમ પડે છે બૌદ્ધધર્મ પાછળથી ઉત્પન્ન થયો એ વાત નક્કી છે .

જસ્ટિસ રાનડેકર જણાવે છે કે —

**The origin of Jainism is pre-Vedic**

જૈનધર્મનું મૂળ વેદ પહેલાંનું છે